"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# સ્વરૂપ વિચાર



લેખક:
પતરામ જગન્નાથ મહેતા

ભિક્ષુ અખંડાનંદની પ્રસ
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



દસ આના

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# સ્વરૂપ વિચાર



લેખક:

દલપતરામ જગન્નાથ મહેતા



ભિક્ષુ અખંડાનંદની પ્રસાદી
સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય
ઠે. ભદ્ર પાસે અમદાવાદ અને કાલબાદેવી રોડ મુંબઈ-૨



દસ આના

# નિવેદન

આ પુસ્તકમાં ગુરુ–શિષ્યના સરળ સંવાદરૂપે શ્રીમદ્ ભાગવત, યોગવાસિષ્ઠ, મહાભારત, ગીતા, ઉપનિષદો વગેરેમાંથી આખ્યાયિકાઓ લઈ, અદ્વૈત સિદ્ધાંતનું પ્રતિપાદન કરવામાં આવ્યું છે; શરીર અને અંતઃકરણથી પર થઈ સાક્ષીભાવ વ્યવહારમાં ધીમેધીમે કેળવાય, એ હેતુથી આ ગ્રંથની રચના કરવામાં આવી છે. લેખકે પોતાની પ્રસ્તાવનામાં જણાવ્યું છે તેમ વાચન પાછળ વિચાર, મનન અને તેને અમલમાં મૂકવા માટે વાણી–વર્તનની એકતા, શુદ્ધ હૃદય, સત્ય વાચા તથા સત્ય વર્તન ઉપરાંત સમાનતા અને રાગ–દ્વેષનો અભાવ વગેરે હશે, તો જ પરમાત્મ–તત્ત્વની ઝાંખી થશે. વાચકને આવો સરળ ભાવ કેળવવામાં આ પુસ્તક મદદરૂપ થશે, એવી આશા છે.

આની પહેલી આવૃત્તિ લેખક તરફથી 'સ્વરૂપ દર્શન' એ નામથી પ્રસિદ્ધ થયેલી આ બીજી આવૃત્તિ 'સ્વરૂપ વિચાર'ના નામથી પ્રસિદ્ધ થાય છે. આ ફેરફાર તેમ જ પુસ્તકમાં પણ કેટલાક જરૂરી સુધારા લેખકની અનુમતિથી કરવામાં આવ્યા છે.

લેખક મહાશયે આ પુસ્તક સંસ્થાને નિષ્કામ ભાવે છાપવાની રજા આપી છે, તે માટે તેમનો અહીં આભાર માનવામાં આવે છે.

વેદાંતને સમજાવતાં ઘણાં પુસ્તકો* સંસ્થા તરફથી પ્રકટ થયાં છે; આ પુસ્તકના પ્રકાશનથી એમાં એક ઉપયોગી પુસ્તકનો ઉમેરો થશે, એમ અમે માનીએ છીએ.

મુંબઈ,
તા. ૨૫–૨–'૪૬

'સસ્તું સાહિત્ય મુદ્રણાલય ટ્રસ્ટ'ના ટ્રસ્ટીઓ વતી
મનુ સૂબેદાર (પ્રમુખ)

---

* તે પૈકી કેટલાંકની યાદી આ પછીના પાન ૮ તથા ૯૮ ઉપર આપી છે.

# લેખકનું નિવેદન

(પહેલી આવૃત્તિમાંથી થોડા ફેરફાર સાથે)

પ્રસ્તાવના લખવાનો રિવાજ પુસ્તકના વિષયની સંક્ષિપ્ત સમાલોચના કરવા માટે છે; આ પુસ્તકમાં જણાવવામાં આવેલા વિષયની બીજા કોઈ સાધનદ્વારા સમાલોચના કરવી મુશ્કેલ છે; કેમ કે જે પોતે જ સ્વતઃ સિદ્ધ છે, તેનું બીજા સાધનવડે નિરૂપણ કેવી રીતે કરી શકાય? આગિયો સૂર્યનું નિરૂપણ કેવી રીતે કરી શકે?

સમુદ્રનું ઉલ્લંઘન શક્ય હોય, તો આત્મતત્ત્વનું નિરૂપણ શક્ય હોય. વેદ પણ नेति नेति કહીને અટકી જાય છે અને यतोवाचोनिवर्तन्ते अप्राप्य मनसा सह—જ્યાંથી મનસહિત વાચા પણ પાછી ફરે છે, ત્યાં તેનું યથાર્થ નિરૂપણ કરનાર હોય જ કોણ?

આ પુસ્તક જે કાંઈ લૂલી–લંગડી ભાષામાં લખી શકાયું છે, તે પરમાત્મતત્ત્વની થોડી કૃપાનું પરિણામ છે. દીર્ઘદૃષ્ટિવાળા અને વિચારશીલ માણસો ધારે તો વ્યવહારમાં પણ પ્રભુપદ પ્રાપ્ત કરી શકે છે. પરમાત્મતત્ત્વ સચરાચર જગતમાં વિલસી રહેલું છે અને તે જીવ–પ્રાણીમાત્રને વિષે પણ રહેલું છે; એટલે શરીરરૂપી પરિમિત તત્ત્વમાં એ અપરિમિતતત્ત્વ વ્યાપી રહેલું હોઈ તે જગતને તેમ જ જગતના જીવોને વિશુદ્ધ માર્ગે પ્રયાણ કરવા પ્રેરે છે. પરંતુ તે પ્રેરણાની અવગણના કરવાથી—તેની વિરુદ્ધ ચાલવાથી પ્રાણી માત્રને શિક્ષા પણ એ જ પરમાત્મતત્ત્વથી સહન કરવી પડે છે. બાળક, વિદ્યાર્થી કે ગુનેગારને તેના વિરોધી વર્તન માટે હિતસ્વી તરીકે માબાપ, શિક્ષક કે કાયદો શિક્ષા કરે છે; તેવી રીતે જ કુદરત એટલે પરમાત્મતત્ત્વ પણ માણસના હિત માટે જ તેને શિક્ષા કરે છે. અજ્ઞાની માણસ આ

રીતે થતી શિક્ષાને દુઃખ માને છે અને તે માટે પ્રભુને દોષ પણ દે છે. એ શિક્ષામાં જ પોતાનું ખરું હિત સમાયેલું છે એમ સમજીને એ શિક્ષા કરનારને ઓળખવાનો પ્રયાસ કરે તથા શું કારણથી શિક્ષા સહન કરવી પડે છે તે કારણ શોધે, તો જરૂર તેને શિક્ષા કરનાર પરમાત્મ-તત્ત્વની ઝાંખી થાય તેમ જ તેના વડે જગતનો માયાવી મિથ્યા વંટોળ બેસી જાય, ચિત્તવૃત્તિ ઉપરામ પામે અને શરીર તેનું પ્રારબ્ધ ભોગવતું હોય છતાં જીવનમાં તેને આત્માનંદ પ્રાપ્ત થાય. **આવી શિક્ષાના પરિણામ લેખે જ આ પુસ્તકની ઉત્પત્તિ છે.**

આ લખનાર પોતે વિદ્વાન નથી, વિદ્વાન ગણાવાનો તેને લેશ પણ અભખરો નથી. શ્રીમદ્ ભગવદ્ગીતા, શ્રીમદ્ ભાગવત, શ્રી શિવપુરાણ, મહાભારત, યોગવાસિષ્ટ, પંચદશી, પંચીકરણ તથા ઉપનિષદો વગેરેના અભ્યાસ અને મનનદ્વારા હૃદયોદ્ગારને સંકલિત કરી ગુરુ–શિષ્યના સંવાદરૂપે આ પુસ્તક લખ્યું છે; એટલે સ્વાભાવિક છે, કે વિદ્વાન–સુજ્ઞ વાચકોને આમાં કશું નવું લાગશે નહિ. આવો મહાન ગહન તેમ જ વિશાળ વિષય વધારે લોકભોગ્ય બને અને ઓછા અક્ષરજ્ઞાનવાળી જનતા પણ સહેજે સમજી અમલમાં મૂકી શકે, એ માટે બની શકે તેટલી સાદી–સહેલી શૈલીમાં આ પુસ્તક લખવાનો નમ્ર પ્રયાસ કરેલ છે.

આમાં આપેલા વિચારો છેવટના અને પ્રમાણભૂત છે એમ ન કહી શકું, તેમ સર્વમાન્ય અને સર્વગ્રાહ્ય હોય એમ ન પણ બને. પરંતુ આર્યાવર્તમાં વસતી, આર્યસંસ્કૃતિ ધરાવતી, તથા ધર્મ અને પ્રભુમાં અડગ શ્રદ્ધા રાખતી હિંદુજનતાની માન્યતાનો મોટો અને પ્રમાણભૂત ભાગ જે અભિપ્રાય ધરાવે છે, તેને અનુલક્ષીને આ પુસ્તક તૈયાર કરવાનું સાહસ કરેલ છે.

અહિંસક અને આધ્યાત્મિક ભાવનાવાળા આર્યાવર્તમાં પાશ્ચાત્ય સંસ્કૃતિના સહવાસથી પ્રવેશી ગયેલ જડવાદ અને અર્થવાદને બહિષ્કૃત કરવા માટે આર્ય જનસમાજમાં આધ્યાત્મિક જ્ઞાનનો પ્રચાર બહુ

મોટા પ્રમાણમાં કરવાની જરૂર છે. સામાન્ય કોટિનાં માનવોમાં પણ અહિંસા, પવિત્રતા, પરોપકાર, કરુણા, સત્ય, સાત્વિકતા, સંયમ અને સાદાઈ આવે તથા વિશ્વબંધુત્વમાં વધારો થવા પામે, તેમ જ તે વડે આન્તરિક શુદ્ધિ પણ વિશેષ થતાં તેને લીધે સામાજિક જીવન પણ સર્વ પ્રકારે ઉન્નત થઈ શકે અને તેથી ક્રમે કરી શારીરિક તેમ જ માનસિક મુક્તિના દ્વાર સમાન **સ્વરુપ વિચાર**ના અધિકારી થઈ શકાય. સ્વરૂપ વિચારના અમોઘ આનંદ પાસે અર્થવાદ તેમ જ જડવાદને અનુસરેલાં માયિક સુખસાધનો તુચ્છ તથા મિથ્યા લાગે.

વાચકવર્ગને એક નમ્ર વિનતિ કરવાની છે. કેવળ શોખ ખાતર અગર વખત પસાર કરવાના સાધન અર્થે આવાં પુસ્તકોના વાચનથી પ્રભુપદ પ્રાપ્ત થઈ શકતું નથી; પણ વાચન પાછળ વિચાર-મનન અને તેને અમલમાં મૂકવા માટે વાણી-વર્તનની એકતા, શુદ્ધ હૃદય, સત્ય વાચા તથા સત્ય વર્તન ઉપરાંત સમાનતા અને રાગદ્વેષનો અભાવ વગેરે હશે, તો જ પરમાત્મતત્ત્વની ઝાંખી થશે. માટે જેમ બને તેમ દૈવી ગુણો પ્રાપ્ત કરી અને આસુરી ગુણો અળગા કરી આ પુસ્તકનું જો અનેક પુનરાવર્તનપૂર્વક વાચન થશે, તો જરૂર **સ્વરૂપદર્શનના** અધિકારી થવાશે; અને તેમ થશે, તો મારે હાથે થયેલી આ યત્કિંચિત્ સેવા સફળ થયાનો હું સંતોષ માનીશ.

આ આત્મનિરૂપણના અભેદ વિષયને જુદાં જુદાં પ્રકરણો પાડી ભાગ પાડવાનું યોગ્ય લાગ્યું નથી; અને તેથી આખા ય પુસ્તકની વસ્તુ-સંકલના જળવાઈ રહે એ રીતે વેદાંતનો વિષય યથાશક્તિ-મતિ સળંગ રીતે આલેખવામાં આવ્યો છે.

**ખુણસાવાડ-સ્વામીનું ડહેલું,**
**(દરિયાપુર) અમદાવાદ**
**વિજયાદશમી-૧૯૯૬**

**દલપતરામ જગન્નાથ મહેતા**
ના જયસચ્ચિદાનંદ

# શુદ્ધિપત્ર

| પાનું | લાઈન | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૧ | ૨૩ | આટલી | આપેલી |
| ૧૨ | ૭ | કહેતા | કહેતાં |
| ૧૪ | ૨૨ | ચતાથી | ચિંતાથી |
| ૨૧ | ૧૩ | શરીમાં | શરીરમાં |
| ૨૨ | ૧૨ | ધારણુ | ધારણા |
| ૨૪ | ૨૦ | नाशंक्य | माशंक्य |
| ૩૧ | ૨૩ | त्येवं | त्येवं |
| ૩૨ | ૫ | સંત | સાધક– |
| ૩૨ | ૨૧ | नाम रूाणि | नामरूपाणि |
| ૩૯ | ૫ | देहापत्तिश्च | देहोत्पत्तिश्च |
| ૪૩ | ૬ | મિથ્યા, | મિથ્યા |
| ૪૫ | ૨૨ | वामसु | धामसु |
| ૪૯ | ૧૬ | नु | न |
| ૬૧ | ૧૩ | દ્રવ્ય | દશ્ય |
| ૬૧ | ૧૮ | શ્રોત્ય | શ્રોત્ર |
| ૬૩ | ૧૬ | તમો | તમે |
| ૭૪ | ૩ | ज्ञानकलया क्रिता | ज्ञानफलयाकृताः |
| ૭૯ | ૫ | વાપરેલી | વાપરેલી છે, |
| ૮૧ | ૬ | સર્પ | સરૂપ |
| ૮૩ | ૫ | પ૦ વ૦ | ક૦ પ૦ વ૦ |

# યોગ અને વેદાંતના ગ્રંથો

**વિવેકચૂડામણિ :** મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ૦–૧૨

અદ્વૈતબ્રહ્મરૂપી અત્યંત આનંદ આપનારી શ્રીમત્ શંકરાચાર્યની પરમ શાંતિ તેમજ ઉત્તમ વાણી

પાન ૧૬૦ ★ ટપાલખર્ચ –૦–૨

**એકાદશ ઉપનિષદો :** મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ૨–૮

હજારો વર્ષથી ભારતવર્ષની આધ્યાત્મિક મૂડી સમા ઉપનિષદો પૈકીનાં ઈશ, કેન, કઠ, પ્રશ્ન, મુણ્ડક, માણ્ડૂક્ય, તૈત્તિરીય, ઐતરેય, શ્વેતાશ્વતર, કૈવલ્ય અને છાંદોગ્ય એ ૧૧ ઉપનિષદોનું સરળ ભાષાંતર છે.

પાન ૪૫૨ ★ ટપાલખર્ચ ૦–૬–૦

**બૃહદારણ્યક ને બીજાં ૧૦૦ ઉપનિષદો :**

આ ગ્રંથમાં બૃહદારણ્યક ઉપનિષદનું મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર આપ્યું છે. એ ઉપરાંત બીજાં પ્રકીર્ણ ૧૦૦ ઉપનિષદો આપેલાં છે, જેમાંનાં ૨૪ ઉપનિષદો મૂળ શ્લોકો સાથે આપ્યાં છે.

( છપાય છે. )

**પાતંજલ યોગસૂત્ર :** મૂળ શ્લોકો અર્થ સાથે ૧–૦

ભગવાન પતંજલિનાં યોગસૂત્રો સ્વામી વિવેકાનંદજીની સરળ ને ભાવવાહી ટીકા સાથે

પાન ૧૯૨ ★ ટપાલખર્ચ ૦–૩–૦

**જ્ઞાનયોગ :** સ્વામી વિવેકાનંદજીનાં વ્યાખ્યાનો ૦–૧૨

જેમાં આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્કય અને મૈત્રેયી વગેરે વિષયોનો સમાવેશ થયેલ છે.

પાન ૨૩૬ ★ ટપાલખર્ચ ૦–૨–૦

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, અમદાવાદ : કાલબાદેવી, મુંબઈ–૨

ॐ तत्सत्

ॐ पूर्णमदः पूर्णमिदं पूर्णात्पूर्णमुदच्यते ।
पूर्णस्य पूर्णमादाय पूर्णमेवावशिष्यते ॥

# સ્વરૂપ વિચાર

એક બ્રહ્મનિષ્ઠ મહાત્મા સ્વેચ્છાએ વિચરી રહ્યા હતા. ચાલતાં ચાલતાં એક સુંદર શહેરમાં જઈ ચડયા. તે શહેરના સુંદર રસ્તાઓ ઉપર તે વિચરતા હતા. એવામાં અકસ્માત તે શહેરના રાજાની ગાડી મહાત્માને સામી મળી. ગાડીમાં બેઠેલ રાજાએ મહાત્માને જોઈ નમસ્કાર કર્યા ને પૂછયું, કે 'મહારાજ! આવા સખ્ત તાપમાં આપ ખુલ્લા પગે કયાં પધારો છો?'

મહાત્મા—રાજાજી! જ્યાં પ્રારબ્ધ લઈ જશે, ત્યાં જઈશ.

રાજા—મહારાજ! જેઠ માસના આ પ્રખર તાપમાં આપના કોમળ શરીરથી મુસાફરીમાં કષ્ટ પડશે. વળી, ટૂંક વખતમાં ગુરુપૂર્ણિમા બાદ ચાતુર્માસ શરૂ થશે; માટે દયા કરી આપ અહીં જ રોકાઈ ચાતુર્માસ ગુજારી મને આપની સેવાનો લાભ આપશો, તો હું કૃતાર્થ થઈશ.

મહાત્મા—રાજાજી! તમારી ખુશી હું તો પ્રારબ્ધવશ છું. એટલે મારે અહીં રહેવામાં કાંઈ હરકત નથી. પરંતુ મારો ખર્ચો વધારે આવે છે.

રાજા—મહારાજ! આપનું ખર્ચ જે કાંઈ હશે, તે પરમાત્મા પૂરું પાડશે. આપને જે ખર્ચની જરૂર પડે તે જણાવવા કૃપા કરશો, તો તે મુજબ બંદોબસ્ત થઈ શકશે. તે સિવાય આપના માટે રહેવાને આશ્રમ, સેવા કરવાને સેવક વગેરેની પણ ગોઠવણ કરવામાં આવશે.

મહાત્મા—રાજાજી! તમે મૃત્યુલોકના રાજા છો; છતાં તમારી શુદ્ધ બુદ્ધિ અને સેવાપરાયણતા જોઈને હું ખુશી થયો છું. તમારા આગ્રહથી હું અહીં રોકાઈ જઈશ. મારા એક આખા દિવસનો ખર્ચ પચીસ રૂપિયા થાય છે.

'બહુ સારું, મહારાજ!' એમ કહી રાજાએ પોતાના એક માણસની સાથે મહારાજને માટે ઉતારો નિયત કરી ત્યાં મોકલી આપ્યા; અને દરબારમાં જઈ બીજા માણસને મહારાજની સેવામાં રહેવા માટેની ગોઠવણ કરી તથા પોતાના ખજાનચીને બોલાવી હમેશાં પચીસ રૂપિયા મહારાજશ્રીના ઉપયોગાર્થે આપવાનો બંદોબસ્ત કર્યો. પછી રાજા પોતે રાજદરબારમાં પોતાના કામમાં પ્રવર્ત થયો.

મહારાજની સેવામાં નિયત થયેલો સેવક હમેશાં હરેક પ્રકારની મહારાજશ્રીની સેવામાં પરાયણ રહી રાજાના હુકમ મુજબ ખજાનામાંથી પચીસ રૂપિયા લાવી મહારાજશ્રી પાસે રજૂ કરે અને તે પચીસ રૂપિયા લઈ ગાંધીને ત્યાંથી મહારાજશ્રીએ કરી આપેલ યાદી મુજબ ચીજો લાવી મહારાજને આપે. કેસર, કસ્તૂરી, અંબર વગેરે પદાર્થો મહારાજની યાદી પ્રમાણે લાવેલ હોય, તેના હમેશાં મહારાજશ્રી ફક્ત બે લાડુ બનાવે, તેમાંથી માત્ર થોડી પ્રસાદી સેવકને આપી બીજું પોતે જમી જાય. આ ક્રમ હમેશાં ચાલવા લાગ્યો.

મહારાજશ્રી હમેશાં જે થોડી પ્રસાદી સેવકને આપે, તેનાથી તેને અતિ કામવાસના ઉત્પન્ન થવા લાગી; અને પરિણામે તે અજ્ઞાની માણસ વિષયાંધ થયો. તે સાથે તેને એવો પણ વિચાર ઉદ્ભવ્યો, કે 'મહારાજ મને ફક્ત થોડી જ પ્રસાદી આપે છે છતાં મને અનહદ કામ પેદા થઈ વિષય ભોગવવાની તીવ્ર ઇચ્છા રહે છે; તો પછી મહારાજ પોતે તો આખા બે લાડુ ખાઈ જાય છે તેનાથી

૨૫૯૯૮

તેમને કેટલો કામ ઉત્પન્ન થતો હશે? મારે તો સ્ત્રી છે; પરંતુ મહારાજ વિષય ભોગવ્યા સિવાય કેમ રહી શકતા હશે?'

તેના મનમાં આવેલો આ વિચાર મહારાજશ્રી પોતાની આધ્યાત્મિક શક્તિથી જાણી ગયા.

દિવસ અને રાત્રિના આવાગમન સાથે ચાતુર્માસનો કાળ પણ વ્યતીત થતાં ફક્ત થોડા દિવસો બાકી રહ્યા. એ વખતે એક દિવસ મહારાજશ્રીએ વિચાર કર્યો, કે 'આ માણસે મારી ચાર માસ પર્યંત સેવા ઉઠાવી છે, અહીંનો રાજા સજ્જન છે અને મહાત્મા પુરુષોના સેવનથી તેને આત્મસાક્ષાત્કાર થયેલો છે એટલે તે પોતે સ્વરૂપને જાણી ચૂકયો છે; પરંતુ આ માણસ બિચારો અજ્ઞાન છે, વિષયાંધ છે, સંસારમાં સુખ માનનાર છે, તેને પોતાના સ્વરૂપનું જરા પણ જ્ઞાન નથી. આવા અજ્ઞાની જીવનું રૂડું કરવું એ જ મારા જેવા સાધુનું કર્તવ્ય છે. ખરું કહ્યું છે, કે 'परोपकाराय सतां विभूतयः' તેથી આ માણસે કરેલી મારી સેવાનું ફળ અફળ ન થવું જોઈએ. તેને યોગ્ય બદલો અવશ્ય મળવો જોઈએ. આર્થિક બદલાથી તેનું શ્રેય સાધી શકાશે નહિ; તેમ જ મારી પાસે તેને આપવા દ્રવ્ય પણ નથી. સાધુ પુરુષની સેવાનો બદલો દ્રવ્યના ક્ષણિક સુખથી ન હોવો જોઈએ; પરંતુ તેને અક્ષય સુખની પ્રાપ્તિ અને સ્વરૂપમાં સ્થિતિ કરાવીને તેની સેવાનું ફળ આપવું જોઈએ' એમ વિચાર કરી એક દિવસ, હમેશના ક્રમ પ્રમાણે બનાવેલ બે લાડુમાંથી એક આખો લાડુ તે સેવકને આપીને કહ્યું, કે 'પ્રસાદી ખાઈ જા.' આજ્ઞા પ્રમાણે સેવક આટલી ખાઈ ગયો; અને મહારાજ પણ જમી રહ્યા. બાદ સેવકને ઉદ્દેશીને કહેવા લાગ્યા, કે 'જો, ભાઈ! હવે થોડા દિવસમાં મારા ચાર માસ પૂરા થઈ જશે; એટલે હું અહીંથી

કોઈ બીજા સ્થળે ચાલ્યો જવાનો. તારા રાજાના ધનની અને તારી શારીરિક સેવાથી હું ખુશ થયો છું. ઈશ્વર તમારું બન્નેનું ભલું કરશે..... પરંતુ એક બાબત કહેતાં મને સંકોચ થાય છે. તું સંસારી માણસ હોવાથી તને તે જાણીને અફસોસ થશે; પણ હું મારી ફરજ સમજીને કહું છું, કે તારું મરણ આવતી કાલે બપોરના બાર વાગ્યે થશે એવું હું અત્યારે જોઈ શકું છું.'

મહારાજશ્રીએ આટલું કહેતા તો સેવકને વજ્રના પ્રહાર જેટલો જબરો આઘાત થયો. મહાન અફસોસમાં તે ગરકાવ થઈ ગયો. શૂન્ય હૃદયે તે માંડ માંડ ઘેર પહોંચ્યો. હમેશ કરતાં આજે તેનું મુખ મ્લાન જણાતું હતું. તેના શરીરમાં જરા પણ ચૈતન્ય નહોતું. તેના ઉપર શોકની છાયા પ્રસરી રહેલી દેખાતી હતી. હમેશની જેમ તેને આજે વિષયભોગની લાલસા હોવાનું લાગતું નહોતું. તેને અત્યારે તો મરવાની ચિંતા ચોંટી પડી હતી. જ્યાં નજર કરે, ત્યાં મૃત્યુ દેખાવા લાગ્યું, 'ભીંત પડશે ને હું ચગદાઈ મરીશ? કે છાપરું તૂટી પડશે ને હું દટાઈ મરીશ? કે વીજળી પડશે ને હું બળી મરીશ? અથવા સર્પ કરડશે ને હું મરી જઈશ?' આવા અનેક તરંગો તેના મનમાં એક પછી એક ઉભરાતા હતા. પોતાની સ્ત્રીના બોલાવા કે પૂછવા છતાં તે આજે નથી બોલતો, કે નથી કામભોગની ઈચ્છા કરતો. એકાએક આવી દશા થઈ જવાથી તેની સ્ત્રીએ અનેક વીનવણીઓ કરી જોઈ છતાં ય તે કાંઈ જવાબ પણ આપી શકતો નથી. 'મહારાજશ્રી લડ્યા છે? સેવામાં કાંઈ ભૂલ થતાં રાજા તરફથી ઠપકો મળ્યો છે? કે શરીરમાં કાંઈ પીડા ઊપડી છે? શું છે? તમે મને નહિ કહો, તો કહેશો કોને? વાસ્તે જે હોય તે કહો.' આ પ્રમાણે તેની સ્ત્રીએ બહુવિધ સમજાવીને પૂછતાં તે બોલ્યો, કે 'મહારાજશ્રીની સેવામાં

કાંઈ ભૂલ થઈ નથી; તેમ રાજા તરફથી પણ મને કાંઈ ઠપકો મળ્યો નથી. મારી સેવાથી મહારાજશ્રી તો ઊલટા બહુ ખુશી થયા છે; અને થોડા દિવસ પછી અહીંથી બીજે સ્થળે જવાના છે. હમેશાં તો મને ફક્ત પ્રસાદી તરીકે થોડો ભૂકો જ આપતા હતા; પરંતુ આજે તેમણે ખુશી થઈને આખો લાડુ આપ્યો હતો....પણ હું ઘેર આવવા તૈયાર થયો તે વખતે મહારાજશ્રીએ મને પોતાની પાસે બોલાવીને કહ્યું, કે 'દેખ, ભાઈ, મારા જોવામાં એમ આવે છે, કે તું કાલે બપોરના બાર વાગે મરી જઈશ'. 'કાલ બપોરે બાર વાગે તારું મોત આવશે' આમ તેમણે મને કહ્યું છે તેથી મને કોઈ ઠેકાણે ચેન પડતું નથી–ક્યાંય સારું લાગતું નથી. હું કાલે મરી જઈશ, એ જ ભીતિમાં સઘળું શૂન્યકાર લાગે છે.' આમ સાંભળતાં તેની સ્ત્રી પણ ખૂબ ઉદાસ થઈ ગઈ; તે પણ તેની સાથે કલ્પાંત કરવા મંડી પડી. આ પ્રમાણે આખી રાત્રિ તેઓ બંનેએ શોકમાં મુશ્કેલીથી પસાર કરી. વિષયભોગની ઇચ્છા તો ન થઈ પણ ખુશીથી વાતચીત પણ એકેયથી થઈ શકી નહિ. એવી જ દશામાં સવાર થયું. જેમ જેમ બાર વાગવાનો વખત નજીક આવતો ગયો, તેમ તેમ તેના દુઃખમાં વધારો થતો ગયો. તેની જ્યાં જ્યાં નજર જાય, ત્યાં તે મૃત્યુને જ જોવા લાગ્યો. છેવટે બાર વાગ્યા, પરંતુ મૃત્યુ આવ્યું નહિ. તેથી તેનો શ્વાસ હેઠે બેઠો. ચોર ચોરીછૂપીથી ચાલે તેમ ગલીખૂંચીએથી મહારાજ પાસે ગયો અને તરત દંડવત્ નમસ્કાર કરી પગમાં પડ્યો.

મહારાજશ્રીએ આશીર્વાદ આપ્યો અને પૂછ્યું: 'કેમ, ભાઈ, હજી તું જીવતો છે? મરી નથી ગયો?'

'ના મહારાજ, આપની કૃપાથી હજી સુધી તો મોત આવ્યું નથી' સેવકે જવાબ આપ્યો.

'એમ! મોત ન આવ્યું? ઠીક થયું; પણ કહે જોઇએ, કે તું અહીંથી ગયા પછી શું શું બની ગયું?' મહારાજે પૂછયું.

સાધક—મહારાજ, આપે જ્યારથી મને થોડી થોડી પ્રસાદી આપવી શરૂ કરી, ત્યારથી મને કામેચ્છા બહુ વધી હતી; પરંતુ ગઈ કાલે આપે કહ્યું, કે 'આવતી કાલે તારું મૃત્યુ છે' ત્યારથી મારા પગ ભાંગી ગયા હતા. આખી રાત્રિ મને જરા પણ ચેન પડયું નહિ. મારી સ્ત્રીને વાત કરતાં તે પણ મારા મૃત્યુની વાત સાંભળી વિકળ થઈ ગઈ; અને અમે બંનેએ કલ્પાંત કરતાં જ મહામુશ્કેલીથી રાત્રિ પસાર કરી. જ્યાં જ્યાં નજર જાય, ત્યાં ત્યાં મૃત્યુ દેખાય. આવી જ ભીતિમાં અત્યાર સુધીનો વખત કાઢ્યો છે. વિષયવાંછનાથી હું કામી થઈ ગયો હતો એમ કહેતાં તો સંકોચ જરૂર થાય છે; પણ આપની પાસે તો દીનતાપૂર્વક ક્ષમાયાચના સહિત સ્પષ્ટ અને સત્ય કહું છું. મને એવો પણ વિચાર આવેલો ખરો, કે આટલી થોડી પ્રસાદીથી મને આટલો કામ ઉત્પન્ન થાય છે, તો મહારાજશ્રી બે લાડુ દરરોજ ખાય છે, તે શી રીતે વિરક્ત રહી શકતા હશે? પરંતુ જ્યારથી આપે મારા મૃત્યુની વાત કરી ત્યારથી મારું ચૈતન્ય માત્ર હરાઈ ગયું અને હું મૃતઃપ્રાય થઈ ગયો હતો. મૃત્યુના ભયથી ગઈ કાલે મારી આવી સ્થિતિ થઈ પડી હતી.

સંત—જો, હું બે લાડુ ખાઉં છું, પરંતુ હું મૃત્યુને સતત સામે રાખું છું; તેથી કામરૂપી ઉપાધિ મને નડતી નથી. જેવી રીતે તારો કામ મૃત્યુની ચતાથી નાશ થઈ ગયો, તેવી રીતે હું મૃત્યુને હમેશાં મારી નજર સામે રાખું છું; અને સતત એમ જોઉં છું, કે હમણાં મોત આવશે.

સાધક—મહારાજ! તો પછી મૃત્યુના ભય થકી આપનાં જીવ-મન કેમ વિકળ થતાં નથી? અને મારું મન એટલું

બધું કેમ ભયભીત થઈ ગયું હશે? આપની ભાષા હું બરાબર સમજી શકતો નથી; તેથી હું સમજી શકું તેવી મારી ભાષામાં વાત કરો તો મહેરબાની માનીશ.

સંત—એ જ તારું અજ્ઞાન છે. જગતભરમાં મનુષ્ય પ્રાણી માત્રને જન્મ ધારણ કર્યા બાદ દરેકને મરવાનું જ હોય છે. મનુષ્ય સાંસારિક અનેક પ્રકારની વિડંબનાઓને ઓળંગી જવાની હિંમત રાખે છે, અનેક પ્રકારનાં દુઃખ સહન કરે છે; પરંતુ મૃત્યુના ભયથી તો કંપે છે; અને એ જ મનુષ્યના અજ્ઞાનની નિશાની છે. મૃત્યુ નક્કી એક દિવસ આવવાનું છે જ–કદી મિથ્યા થવાનું નથી જ, તો પછી એવી નિશ્ચિત વસ્તુનો ભય શા માટે? મનુષ્ય માત્રે મૃત્યુને પોતાના હમેશના મિત્ર તરીકે માનવું જોઈએ; એટલું જ નહિ, પણ મૃત્યુ નજીક છે તેમ જાણીને શુભ કાર્યો જ કરવાં જોઈએ.

સાધક—ત્યારે આપ આમ કહો છો તેથી મને બહુ શંકાઓ ઊઠે છે; એટલે તેના નિવારણ માટે આપને પ્રશ્ન કરવાની ઇચ્છા થાય છે. જો આપનો હુકમ હોય, તો હું આપને મારી કેટલીક શંકાઓ એક પછી એક પૂછું.

સંત—તને જેમાં શંકા હોય, તે વિષય માટે ખુશીથી તારે પૂછવું હોય તે પૂછી લે. મારે હવે અહીં લાંબો વખત રોકાવાનું નથી.

સાધક—આ સંસાર શું છે? હું (મનુષ્ય) કોણ છું? વાસ્તવિક સુખ કયું? મૃત્યુ એટલે શું? તે હું વિગતથી સમજી શકું તેવી રીતે મને સમજાવવાની કૃપા કરો.

સંત—આ સંસાર મનઃકલ્પિત જ છે. ખરું સુખ પોતાની પાસે જ છે; પણ તે અજ્ઞાનથી ઢંકાયેલું રહે છે. મનુષ્ય વ્યવહારિક સુખ–સાધન માટે અનેક પ્રવૃત્તિ કરી દુઃખ પામે છે. માછલું

જીભની લાલસાથી જાળમાં ફસાઈ મૃત્યુ–શરણ થાય છે, તેમ માનવી પણ અનેક જાતનાં સાંસારિક કષ્ટો ભોગવી મૃત્યુ–વશ થાય છે. કલ્પિત સંસારમાં સુખની ઇચ્છા કરવી તે દુઃખ માટે જ છે. મૃત્યુ એ નિશ્ચિત વસ્તુ છે એટલે મૃત્યુથી ડરવું એ ઇચ્છવા યોગ્ય નથી બલકે કાયરપણું છે. ફક્ત પરમાત્માથી ડરી મૃત્યુને પાસે (સામે) રાખી મનુષ્ય માત્ર ઈશ્વરની પ્રસન્નતા માટે વ્યાવહારિક કાર્યો કરશે, તો તેનાં કાર્યો નિષ્કામ થશે અને તેમ થશે તેથી તે કાર્યોનાં ફળ ભોગવવા-પણું નહિ રહેતાં જન્મમરણાદિક અનેક અવતાર ભોગવવા પડશે નહિ; એટલે મૃત્યુને નજર સમક્ષ રાખી પ્રારબ્ધને વશ-વર્તી આસક્તિ રાખ્યા વગર રહેવું.

સાધક—ત્યારે ધન, ધામ, સ્ત્રી–પુત્રાદિક વગેરેમાં મનુષ્ય સુખ માને છે તે ખરું છે, કે ખોટું ?

સંત—તને પોતાને આ સંસારમાં સ્ત્રી–પુત્રાદિકનો અનુ-ભવ થયો છે કે કેમ ?

સાધક—આ બાબતમાં મારો અનુભવ હું પરિપૂર્ણ માનતો નથી; તો પણ મને એમ લાગે છે, કે સંસારમાં સારી રીતે ધન તથા યોગ્ય સ્ત્રી–પુત્રાદિક હોય તો સાંસારિક સુખ ભોગવી શકાય ખરાં.

સંત—તું કહે છે તેવો કોઈ મનુષ્ય તારા જાણવામાં છે ખરો ?

સાધક—તેવાં મનુષ્યો છે તો ખરાં; પણ મારા સાંભળવા પ્રમાણે ઘણાં પાસે ધન હોય છે, તો તેમને પુત્રાદિકની કામના હોય છે અને કેટલાકને પુત્રાદિક હોય છે, તો ધનની ઇચ્છા હોય છે. કદાચ સ્ત્રી–પુત્રાદિક અને ધન સઘળું હોય છે, તો શરીરે રોગાદિકની પીડા હોય છે. વળી ઉપર કહેલ સઘળું

હોય, તો માન, પ્રતિષ્ઠા, વિશેષ ધન અને બીજાના કરતાં વિશેષ સુખ ભોગવવાની ઇચ્છા હોય છે. આવી કાંઈક ને કાંઈક ગરબડ જરૂર બધે જ હોય છે; તેથી કોઈ સંપૂર્ણ રીતે સુખી હોય તેમ મને તો જણાતું નથી. એટલે 'ખરું સુખ શું છે?' તે મારાથી તો સમજી શકાતું નથી.

સંત—તારા પોતાના કહેવા ઉપરથી એમ જણાય છે, કે તારા કરતાં વિશેષ ધન તેમજ સ્ત્રી–પુત્રાદિકમાં તું જેને વિશેષ સુખી માને છે તે લોકો પણ બીજાના સુખની ઇચ્છા કરે છે તેથી તેમને પણ કાંઈ સંપૂર્ણ સુખ નથી. એક ભિખારીથી છેક ચક્રવર્તી*રાજા સુધી દરેક જણ એકબીજાની અદેખાઈ અને ઈર્ષાથી સંતાપ પામતા જોવામાં આવે છે; કારણ કે જો તેમ ન હોય, તો મોટા ચક્રવર્તી જેવા ગણાતા રાજાઓ પણ થોડી જમીન માટે લડાઈ કરી લાખો માણસોનો નાશ કરે છે-કરાવે છે તે કરત નહિ. ચક્રવર્તી રાજા જેટલી જમીન અને સમૃદ્ધિ મળવાથી સંતોષ થયો નહિ, તો પછી એક થોડો જમીનનો ટુકડો તેમાં ઉમેરાવાથી શું સંતોષ થવાનો હતો? માટે સ્ત્રી, પુત્ર, ધનાદિક સુખનાં કારણ નથી; પરંતુ ખરી રીતે તે સઘળાં દુઃખના જ કારણો છે. સ્ત્રી, પુત્ર, ધન, ઘર માલ, ખજાના વગેરે ક્ષણિક છે, સ્થાયી નથી. જે જે પદાર્થ ક્ષણિક હોય, તે સત્ય હોય નહિ; અને આવે તથા જાય એવા સ્વભાવવાળી દરેક ચીજ નાશવંત હોય છે. તેઓ સત્ય વસ્તુ નથી એમ જાણીને સંસારમાં રહેનારને હરકત નથી આવતી.

સાધક—આપના કહેવા મુજબ રાજ્યાદિક વગેરેમાં સુખ ન હોય, તો ભગવાન શ્રીકૃષ્ણ જેવાએ અર્જુનને યુદ્ધ કરવાનો ઉપદેશ શા માટે આપ્યો હશે? અર્જુને તો શ્રીકૃષ્ણ પરમાત્માને કહ્યું હતું, કે 'યુદ્ધ કરી સગાંસંબંધીઓને

મારીને મેળવાતા એવા રાજ્યથી મને શું સુખ થવાનું છે?'

સંત—આ બાબત બરાબર વાસ્તવિક રીતે તું સમજી શકયો હોય તેમ જણાતું નથી. શ્રીકૃષ્ણ પરમાત્મા જેવા યોગી અને જ્ઞાની કોઈ પણ કાર્ય વગર વિચારે કરાવે જ નહિ. ભગવાન શ્રીકૃષ્ણે આખા જગતને શ્રીમદ્ ભગવદ્ગીતા દ્વારા તો સ્વસ્વરૂપની પ્રાપ્તિ કરાવતો ઉપદેશ આપેલો છે.

સાધક—ગીતામાં ભગવાનના કહેવા પ્રમાણે આ વ્યવહારની સર્વ સંપત્તિ–જેવી કે રાજ્ય, વૈભવ કે સ્ત્રી–પુત્રાદિકમાં રહીને પોતાને મુક્ત માને, એ નહિ સમજી શકાય એવી બાબત છે; વ્યવહાર કરતાં–ભોગવતાં છતાં મુક્ત ગણાવું એ અસંભવિત છે.

સંત—તારા કહેવા ઉપરથી એમ જણાય છે, કે આ બાબતમાં તેં બરાબર વિચાર કર્યો નથી. પરમ યોગી શ્રીકૃષ્ણ, જનકવિદેહી, ચુડાલા, શિખિધ્વજ વગેરે અનેક દાખલાઓ દર્શાવતાં આપણા શાસ્ત્રપુરાણો ઉપરથી માલૂમ પડે છે, કે તેઓએ સંસારમાં રહ્યા છતાં પૂર્ણપણે મુક્ત સ્થિતિનો લાભ લીધેલો હતો. તેઓ દ્વંદ્વથી રહિત હતા, એટલે સુખદુઃખને વાસ્તવિક માનતા નહિ.

સાધક—આ જગતના બંધારણ ઉપર વિચાર કરતાં મને તો જણાય છે, કે સંપૂર્ણ સુખ મળવું મુશ્કેલ છે; એ હું આપના સમાગમ ઉપરથી જાણી શકયો છું; કારણ કે ધનાદિ મેળવતાં દુઃખ, તેને સાચવતાં દુઃખ, તેનો વ્યય કરતાં પણ ખૂટી જવાનું દુઃખ, સ્ત્રીપુત્રાદિક પણ બધાં અનુકૂળ ન મળવાનું દુઃખ, વળી તે બધાં સર્વ કાળ રહેવાનાં તો નથી જ એટલે તેના નાશનું પણ મોટું દુઃખ; એટલે જ્યાં જોઉં ત્યાં દુઃખ ને દુઃખ દેખાય છે. એટલે એવા દુઃખની અંદર રહેવા

કરતાં અતીત એટલે સંન્યાસી થઈ જંગલમાં જઈ રહેવું એ વધારે ઠીક લાગે છે. એ માટે હું આપની અનુમતિ માગું છું.

સંત—તું અતીત કે સંન્યાસી થવાનું કહે છે; પરંતુ તે તો તું જન્મથી જ છે. અતીત અગર સંન્યાસી થવાપણું નથી પણ જાણવાપણું છે, તેની તને ખબર નથી.

સાધક—મહારાજ! આપનું બોલવું હું સમજી શકતો નથી. હું જન્મથી અતીત કે સંન્યાસી હોઉં, તો મારે તો શિખા, સૂત્ર વગેરે છે તેમાંનું કાંઈ અતીત કે સંન્યાસીને હોતું નથી. ઉપરાંત મૂંડ મુંડાવી ભગવાં વસ્ત્રો પહેરી સગાં સંબંધીઓ છોડી દૂર જઈ વિચરવું જોઇએ તેમાંનું મારે કાંઈ નથી, તેમ તેવી રીતે હું કરતો પણ નથી; છતાં આપ મને સંન્યાસી કે અતીત કહો છો તે હું કેમ માની શકું?

સંત—ભાઈ! તું ખરેખર અતીત જ છે; પણ તે તું જાણતો નથી.

સાધક—હું શી રીતે અતીત હોઈ શકું? હું તો સ્ત્રીપુત્રાદિકથી જોડાયેલો ગૃહસ્થાશ્રમી છું.

સંત—તું તેવો નથી, પણ ખરેખર અતીત જ છે. જો, હું કહું, તે તું સાંભળ. તું તારા ઘરથી અસંગ છે; કારણ કે તું ઘર સાથે જોડાયેલો નથી. વળી સ્ત્રીપુત્રાદિક કે ધન સાથે પણ તારો સંબંધ નથી, તેમ જ તારા દેહ સાથે કે ઇંદ્રિયો મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર વગેરે સાથે પણ તારે કાંઈ જોડાણ નથી. એ બધાંથી તું અસંગ જ છે. ફક્ત ભ્રાંતિથી જ તને એમ જણાય છે, કે તે બધાં સાથે હું જોડાયેલો છું; અને તેનો તને તદાત્મધ્યાસ થયેલ છે. તું પોતાને દેહરૂપ માને છે અને દેહનાં સુખદુઃખથી તું પોતાને સુખી-દુઃખી સમજે છે; પણ ખરી રીતે તેમ નથી. તને સંપૂર્ણ જ્ઞાન થયેથી જણાશે,

કે 'દેહ હું નથી, દેહનાં સુખદુઃખ મને નથી.' એ તો માત્ર ભ્રાંતિ હતી એમ જાણી તને પશ્ચાત્તાપ થશે. અર્જુને પણ શ્રીકૃષ્ણ પાસે પાંડવ-કૌરવયુદ્ધના સમારંભ વખતે પોતાના સગાંસંબંધીઓને મારીને રાજ્યસુખ ભોગવવું તે ઉચિત નથી એમ કહેતાં કહ્યું હતું, કે:—

न कांक्षे विजयं कृष्ण न च राज्यं सुखानि च ।
किंनो राज्येन गोविंद किं भोगैर्जीवितेन वा ॥

'હે કૃષ્ણ! મારે જય, રાજ્ય કે સુખ કાંઈ જોઈતું નથી; સગાંસંબંધીઓને મારીને રાજ્ય ભોગવવું તે શા કામનું?'

આવી રીતે જ્યારે અર્જુને શ્રીકૃષ્ણને કહ્યું, ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું, કે 'તું આ બાબતમાં બરાબર સમજતો નથી છતાં પંડિત જેવી વાતો કરે છે; પણ ખરું પંડિતપણું જાણતો નથી.' એમ કહીને 'આત્મસ્વરૂપ' કેવું હોય તે સમજાવતાં તેમણે કહ્યું હતું, કે:—

न त्वेवाहं जातु नासं न त्वं नेमेजनाधिपाः ।
न चैव न भविष्यामः सर्वे वयमतः परम् ॥

'આ જન્મની પહેલાં હું, તું, કે આ સર્વે (રાજાઓ) ન હતા એવું નથી. તેમ આ શરીરોનો નાશ-થયા પછી એટલે કે મૂવા પછી આપણે સર્વે નહિ હોઈએ એમ પણ બનવાનું નથી; માટે શોક કરવો વૃથા છે.'

न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः ।
अजो नित्यः शाश्वतोऽयं पुराणो न हन्यते हन्यमाने शरीरे ॥

'વળી તે કદી પણ જન્મતો કે મરતો નથી; તેમ જ તે પૂર્વે ન હતો કે ભવિષ્યમાં નહિ હોય તેમ પણ નથી. આત્મા તો અજન્મા, અમર અને હમેશાં રહેનાર તેમ જ પુરાતન

છે–શરીર હણાવાથી તે હણાતો નથી' વળી વધુમાં કહ્યું છે, કેઃ—

नैनं छिंदंति शस्त्राणि नैनं दहति पावकः ।
न चैनं क्लेदयंत्यापो न शोषयति मारुतः ॥

'આત્માને શસ્ત્રો છેદી શકતાં નથી, અગ્નિ બાળી શકતો નથી, પાણી પલાળી શકતું નથી અને પવન સૂકવી શકતો નથી'.

अव्यक्तादीनि भूतानि व्यक्तमध्यानि भारत ।
अव्यक्तनिधनान्येव तत्र का परिदेवना ॥

'હે ભારત! આ સર્વ પ્રાણીઓ આરંભમાં અવ્યક્ત–અદૃશ્ય, મધ્યકાળમાં વ્યક્ત દેખાય તેવાં અને મરણ થયા પછી પણ અવ્યક્ત જ–અદૃશ્ય જ થનાર છે; તેનો શું શોક કરવો?'

देही नित्यमवध्योऽयं देहे सर्वस्य भारत ।
तस्मात्सर्वाणि भूतानि न त्वं शोचितुमर्हसि ॥

'હે ભારત! સર્વના શરીમાં રહેલો આત્મા કદી મરે નહિ તેવો છે. તે માટે સર્વ પ્રાણીઓનો શોક કરવો તને યોગ્ય નથી.'

ઉપર મુજબ યથાર્થ જ્ઞાન વડે સમાન આત્મામાં કેવી રીતે બુદ્ધિ કરવી તે મેં તને કહ્યું. એના શ્રવણ થકી તને આત્મ-સાક્ષાત્કાર થયો! હે અર્જુન! બુદ્ધિપૂર્વક કરેલાં તથા પરમાત્માને અર્પણ કરેલાં કર્મ વડે જેનું અંતઃકરણ શુદ્ધ થયેલું છે, એવો તું મારા થકી પ્રાપ્ત થયેલા અપરોક્ષ જ્ઞાનથી કર્મરૂપી બંધનને ત્યજી દઈશ.

આ પ્રમાણે અર્જુનને શ્રીકૃષ્ણ પરમાત્માએ આત્માનું સ્વરૂપ કહ્યું. માટે જન્મ, મરણ, સુખ, દુઃખ, હર્ષ શોક, કામ, ક્રોધ, લોભાદિક અને ક્ષુધા–પિપાસાદિક ધર્મો પોતામાં અજ્ઞાનથી આરોપ થયેલા છે, વાસ્તવિક નથી.'

આ પ્રમાણે તે સમજ પાડવા છતાં સાધક વધુ પૂછે છેઃ

'આપ આ બધું શું કહો છો, તે હું હજી પણ સમજી શક્યો નથી; કારણ કે મને પોતાને ભૂખ–તરસ લાગે છે, હર્ષ–શોક થાય છે; તેમ તે તે વિષયો ન મળવાથી કામ, ક્રોધ, લોભાદિ થાય છે. જન્મમરણ થાય છે, તે પણ જોઉં છું–અનુભવું છું. છતાં આપ કહો છો, કે 'એ કાંઈ તારામાં નથી.' એટલે તે નથી એમ જ માની લઉં અને હા એ હા કહું, તો મારા જેવો મૂર્ખ બીજો કોણ ગણાય? વળી, સ્પષ્ટ અનુભવેલી વાતને ખોટી માનવી એ કેમ બની શકે? જ્યાં સુધી યુક્તિપ્રયુક્તિ વડે મારી સ્થૂલ બુદ્ધિમાં નહિ ઉતારો ત્યાં સુધી મારા ગળે એ વાત ઊતરે તેમ નથી.'

સંત—પણ એ બધી ઇંદ્રિયાદિકની પ્રવૃત્તિઓ અને પ્રાણાયામ, ધારણ તથા શમદમાદિકની રીતિથી પરમાત્માની ઐક્યતા યથાર્થ થવી સંભવતી નથી; પરંતુ યથાર્થ ઐક્યતા તો જ્ઞાનથી જ થાય છે. એ વિષે અષ્ટાવક્ર ગીતામાં કહ્યું છે, કેઃ—

मुक्तिमिच्छसि चेत्तात विषयान्विषवत्त्यज ।
क्षमार्जवदयातोषसत्यं पीयूषवद्भज ॥

'હે તાત! મુક્તિની ઇચ્છાવાળાએ ઇંદ્રિયોના વિષયોને ત્યજવા જોઈએ અને ક્ષમા, સરળતા, દયા, સંતોષ અને સત્ય-રૂપી સાત્ત્વિક ગુણોની વૃદ્ધિ કરવી જોઈએ. તે જ્ઞાનદૃષ્ટિથી જ બની શકે.'

સાધક—આપણા અનેક શાસ્ત્રોમાં ઇંદ્રિયનો નિગ્રહ કરવા પ્રાણાયામ આદિ સાધનો બતાવેલાં છે, ઇંદ્રિયોની એમાં પ્રવૃત્તિ કેવી રીતે અટકે એમ કહેલું છે; છતાં આપ તો કહો છો, કે જ્ઞાનથી ઇંદ્રિયનિગ્રહ થઈ શકે છે, તો એ વિષેનું કાંઈ પ્રમાણ જણાવો તો સમજી શકાય.

સંત—એવાં પ્રમાણ જોઈએ તેટલાં મળે તેમ છેઃ—

प्रकृतेःक्रियमाणानि गुणैः कर्माणि सर्वशः ।
अहंकारविमूढात्मा कर्ताहमिति मन्यते ॥

'ઇંદ્રિયોના અભિમાનવાળો મૂઢ મનુષ્ય સર્વ કર્મ કરે છે; તે સર્વ કર્મો હું કરું છું એમ તે માને છે.'

तत्त्ववित्तु महाबाहो गुणकर्म विभागयोः ।
गुणा गुणेषु वर्तंत इति मत्वा न सज्जते ॥

'ગુણ કે ઇંદ્રિયો હું નથી, તેમ તે ઇંદ્રિયો વડે કરેલાં કર્મો મારાં નથી એમ પોતાનું જુદાપણું જાણનાર 'ઇંદ્રિયો વિષયોમાં પ્રવર્તે છે, પણ હું કાંઈ પ્રવર્તતો નથી' એમ જાણી હું કર્તા છું એવું અભિમાન કરતો નથી.

સાધક—ત્યારે આ તો ભાવતું ઓસડ મળ્યું; કારણ કે આમ હોય, તો માણસ મનમાં આવે તેમ વર્તે તેમાં શું હરકત આવે?

સંત—ઇચ્છા પ્રમાણે વર્તન કરવા કોઈ સ્વતંત્ર જ નથી, એમ જે નથી જાણતા, તે જ તારા જેવી શંકા કરે છે.*

સાધક—તમે જ કહો છો, કે ઇંદ્રિયો પોતપોતાના વિષયો જોઈએ તેમ ભોગવે, તેની સાથે મને કાંઈ સંબંધ નથી; એમ જો હોય, તો 'ભાવતું'તું અને વૈદ્યે બતાવ્યું' એવું થાય. પછી તો શ્વાન અને માણસ વચ્ચે કાંઈ ફરક રહ્યો જ નહિ.

સંત—ખરી રીતે તું કહે છે તે પ્રમાણે જ છે. માણસ અને શ્વાન વચ્ચે વાસ્તવિક રીતે ભેદ છે જ નહિ. બન્નેનાં

* કુદરતના નિયમ વિરુદ્ધ વર્તન કરી ઇંદ્રિયભોગ કરશે, તો તેને કુદરતથી યથાયોગ્ય સજા થશે જ. અજાણતાં પણ અગ્નિ ઉપર પગ મુકાય તો પણ દઝાશે જ. એમ અજાણતાં કે જાણતાં નિયમ વિરુદ્ધ ઇંદ્રિયભોગ કરશે, તેને રોગાદિ થવાનાં જ; કારણ કે કરેલ કર્મનો હિસાબ ચિત્રગુપ્ત રાખે છે.

સ્થલ પંચમહાભૂતનાં જ બનેલાં છે; પરંતુ ઇચ્છા પ્રમાણે વર્તન કરવા કોઈ સ્વતંત્ર નથી, આ શરીર પૂર્વના પ્રારબ્ધના કર્મયોગે કર્મ અનુસાર ઘડાયેલું છે, જેમ નટ પૂતળીને દોરી-સંચાર કરી નચાવે છે, તેવી રીતે અંતર્યામી આ શરીરને વિષે રહ્યો થકો પ્રેરણા કરે છે તેમ નાચે છે.

सदृशं चेष्टते स्वस्याः प्रकृतेर्ज्ञानवानपि ।
प्रकृतिं यांति भूतानि निग्रहः किं करिष्यति ॥ ગીતા ૩-૩૩

'શું કરવાથી લાભ તથા શું કરવાથી હાનિ છે તે જાણવા છતાં જ્ઞાની પણ પોતાના કર્મને અધીન પોતાના સ્વભાવને અનુસાર કર્મ કરે છે. સ્વભાવની આગળ ઇંદ્રિયોનો નિગ્રહ શું કરી શકવાનો ?'

ईश्वरः सर्व भूतानां हृद्देशेऽर्जुन तिष्ठति ।
भ्रामयन्सर्वभूतानि यंत्रारूढानिमायया ॥ ગીતા ૧૮-૬૧

'હે અર્જુન ! જેમ કારીગર યંત્રની પૂતળીઓને નચાવે છે, તેમ પરમાત્મા સર્વ શરીરના અભિમાની જીવોને પોતાની માયા વડે ભમાવતા છતાં સર્વ પ્રાણીને વિષે રહ્યા છે.' તેથી માલૂમ પડે છે, કે સર્વ જીવો પરતંત્ર છે-કોઈ પણ પોતાની મરજી પ્રમાણે વર્તી શકતો નથી. એ બાબતમાં વિદ્યારણ્ય સ્વામીએ પણ 'પંચદશી તૃપ્તિદીપ'માં લખ્યું છે, કે:—

अतिप्रसंगो नाशंक्यः स्वकर्मवशवर्तिनाम् ।
अस्तु वा केन शक्येत कर्म वारयितुं वद ॥

'કર્મને વશ વર્તનારા પણ જ્ઞાનીઓનો અતિ પ્રસંગ શંકા કરવા યોગ્ય નથી; કારણ કે કર્મનો અટકાવ કરવા કોણ સમર્થ છે ?'

તે ઉપરથી નિશ્ચય થાય છે, કે પ્રારબ્ધ-કર્મને કોઈ

અટકાવી શકે તેમ નથી; ફક્ત એટલો જ વિચાર કરવાનો છે, કે ઇંદ્રિયાદિક વડે થયેલાં કર્મો તારાં છે કે નહિ, તે જ જાણવાનું છે.

સાધક—આપ શ્રીકૃષ્ણ પરમાત્માના તેમ જ અન્ય મહાત્માઓના કથન અનુસાર કહો છો; પરંતુ જેને જ્ઞાન થયું હોય તેની પ્રવૃત્તિ સાધારણ માણસોના જેવી હોય, તો પછી જ્ઞાની અને અજ્ઞાનીમાં તફાવત શું? જ્ઞાનીથી કદાચ નરસું કામ થઈ જાય તો સાધારણ માણસને કહેવાનું મળે, કે 'અમે પણ અમારા પ્રારબ્ધ મુજબ વર્તીએ છીએ.'

સંત—તારું કહેવું ખરું છે, પણ તું તથા તારા જેવી સમજણવાળા માણસો જ જ્ઞાનીઓ માટે એવું ધોરણ બાંધે. તારી સમજ પ્રમાણે તો જે જ્ઞાની અગર તત્ત્વવેતા હોય, તેનો આકાર પણ સાધારણ માણસના જેવો ન રહેવો જોઈએ અગર જડ જેવો થઈ જવો જોઈએ, અથવા ખાવા પીવા કે પહેરવા-ઓઢવાનું પણ તેને ભાન ન હોવું જોઈએ. એટલે સામાન્ય મનુષ્યથી વિપરીત વ્યવહાર તેનો હોવો જોઈએ. અને તેવો હોય તેને જ જ્ઞાની કહી શકાય તેમ તારું માનવું છે; પરંતુ અગાઉના ઋષિ-મુનિઓ જેવા કે નારદ, વસિષ્ઠ, સનકાદિક વગેરેનો દેહાદિક વ્યવહાર પણ સાધારણ મનુષ્યના જેવો જ હતો. દરેક પોતપોતાની ઇંદ્રિયોથી બધો વ્યવહાર કરતા હતા, એમ આપણને શાસ્ત્રો ઉપરથી માલૂમ પડે છે; પરંતુ સર્વ વ્યાવહારિક કામ કરતાં, ઇંદ્રિયાદિકનો ઉપયોગ કરવા છતાં, જ્ઞાની પોતે કરે છે તેમ માનતો નથી અને તેથી વિરુદ્ધ અજ્ઞાની પોતે કરે છે તેમ માને છે; એ જ જ્ઞાની અને અજ્ઞાની વચ્ચેનો મોટો તફાવત છે.

સાધક—આ માટે કાંઈ શાસ્ત્રનું પ્રમાણ સમજાવશો?

સંત—હા. એ બાબતમાં પણ શ્રીમદ્ ભગવતગીતાનું પ્રમાણ છે:–

अनादित्वान्निर्गुणत्वात्परमात्मायमव्ययः ।
शरीरस्थोऽपि कौंतेय न करोति न लिप्यते ॥ ગીતા: ૧૩–૩૨
यथा सर्वगतं सौक्ष्म्यादाकाशं नोपलिप्यते ।
सर्वत्रावस्थितो देहे तथात्मा नोपलिप्यते ॥ ગીતા: ૧૩–૩૩

'જે વસ્તુ ઉત્પન્ન થાય છે, તેનો જ નાશ થાય છે; અથવા જે વસ્તુ ગુણવાળી છે, તેના ગુણનો નાશ થતાં પોતાનો નાશ થાય છે પરંતુ આત્મા નિર્ગુણ અને અનાદિ છે માટે અવ્યય છે; એથી શરીરમાં રહ્યા છતાં કાંઈ કરતો નથી અને કર્મફળથી લેપાતો નથી.'

આકાશ પણ સર્વ વસ્તુને વિષે રહેલું છે, પરંતુ કોઈથી લેપાતું નથી. તેમ આત્મા સર્વ દેહોમાં વ્યાપી રહેલો છે, છતાં અસંગપણાને લીધે દેહના ગુણદોષથી લેપાતો નથી; અને ઇંદ્રિયાદિકને વશ રાખવા બાબતમાં તું કહે છે તે તો ઇંદ્રિયો તારે વશ છે જ. આંખ જોવાનું અને કાન સાંભળવાનું કામ કરે છે. એ જ પ્રમાણે બીજી ઇંદ્રિયો પણ પોતપોતાનો વ્યવહાર તને વશ રહીને કરે છે જ. એમાં નિયમથી ઊલટી રીતે અથવા વધારે પડતી રીતે ઉપયોગ કરીશ, તો રોગાદિનો ભય થવાનો જ. ઇંદ્રિયોનો જે વ્યવહાર થાય છે, તે વ્યવહાર તું પોતે કરતો નથી પણ સ્વાભાવિક છે; અને તે તને બંધન કરતા નથી, એમ તારે જ્ઞાનદષ્ટિથી સમજવાનું છે. ઇંદ્રિયો દેહની છે, દેહ પંચભૂતનો છે, અને તું પોતે પંચભૂતનો દ્રષ્ટા હોઈ તેનાથી જુદો છે; એટલે દેહને વશવર્તી ઇંદ્રિયો જે કાંઈ વ્યવહાર કરે તે તું નથી કરતો એમ જાણવાનું છે; પરંતુ

દેહાભિમાની મનુષ્ય તેવી રીતે નહિ સમજતાં ‘હું કરું છું’ એમ જાણે છે અને તેથી જ કર્મનાં ફળ ભોગવવારૂપી પીડા પામે છે.

સાધક—ઠીક, મહારાજ. હવે તો મને કાંઈક સમજાવા લાગ્યું છે, કે આ દેહ પોતે જ મારો નથી તો પછી દેહની ઇંદ્રિયોએ કરેલાં કામ પણ મારાં કરેલાં ન ગણાય; એમ જ ને ?

સંત—હા, એમ જ સમજવાનું છે.

સાધક—ત્યારે હવે મને આ દેહની શુદ્ધિ અર્થે કાંઈ ક્રિયા કરવાની જરૂર છે કે કેમ? અને જરૂર હોય તો શું કરવું જોઈએ તે દયા કરી સમજાવો.

સંત—તું બાહ્ય શુદ્ધિ માટે પૂછે છે, કે આંતર શુદ્ધિ માટે ? બાહ્ય શુદ્ધિ તો નહાવા ઈત્યાદિથી થાય છે; પરંતુ વાસ્તવિક રીતે દેહ શુદ્ધ જ નથી. એક માટીના પિંડાને તું ગમે તેવા શુદ્ધ જળથી અનેક વખત નવરાવીશ છતાં માટી મટવાની નથી–એટલે શુદ્ધ થવાની નથી; તેમ દેહ પણ તેવો જ છે–તેને ગમે તેટલો નવરાવવાથી શુદ્ધ થતો જ નથી; કારણ કે જે વસ્તુ સ્વભાવે જ મલિન છે, એ વસ્તુ નવરાવવાથી કે ધોવાથી શુદ્ધ થઈ શકતી નથી. નવરાવેલ દેહને સારામાં સારા પટકૂળ પહેરાવશો, તોપણ થોડી વાર પછી તે પટકૂળ બગડશે. જો દેહ શુદ્ધ હોય, તો પટકૂળ બગડવાં જોઈએ નહિ. દેહની મલિનતા લૂગડાંને બગાડે છે; એ મલિનતા નહાવાથી મટી શકતી નથી. ખરી રીતે અંતરશુદ્ધિની જ સાચી જરૂર છે; કારણ કે દેહની સાથે કે તેની શુદ્ધિ–અશુદ્ધિ સાથે તારે કાંઈ સંબંધ નથી. અંતરશુદ્ધિથી જ પરમાત્માનો સાક્ષાત્કાર થાય છે.

સાધક—તો એ રસ્તો મને દયા કરી બતાવશો ?

સંત—પરમાત્માનો સાક્ષાત્કાર બ્રહ્મવિદ્યા કે આત્મજ્ઞાનથી થાય છે; અને તે માટે વિચારની જરૂર છે. બાકી દેહ તો મેં ઉપર કહ્યું તેમ જન્મથી જ અપવિત્ર જ છે; કારણ કે આ દેહની ઉત્પત્તિ માતપિતાએ ખાધેલાં અન્નથી થાય છે. તે નવ માસ સુધી માતાના ઉદરમાં રહે છે. વળી આ દેહનાં નવ દ્વાર જેવાં કે બે આંખ, બે કાન, નાક, મોઢું, ગુદા અને શિશ્ન વગેરે દ્વારોમાંથી પણ મલિન જ પદાર્થો હરહમેશ નીકળ્યા કરે છે અને દુર્ગંધ પણ મારે છે; તેથી સહેજે સમજી શકાય તેમ છે, કે દેહ એ અપવિત્ર જ, અશુદ્ધ જ છે. તેને શુદ્ધ કરવાની કલ્પના કરવા કરતાં તેના ઉપર વૈરાગ્ય કરવો–મમત્વ છોડી દેવું એ જ વધારે સારું છે; કારણ કે ગંગોદક અગર ઉત્તમ ખોરાક લીધા પછી થોડી વારે જ વિષ્ટા–મૂત્ર થઈ દેહમાંથી બહાર આવે છે. એટલે એ વિષે વિશેષ વિવેચન નહિ કરતાં ફક્ત એટલું જ સમજવાનું છે, કે એ દેહ વડે બુદ્ધિ દ્વારા શાસ્ત્રો કે સત્સંગથી પોતાના સ્વરૂપનો વિચાર કરી આત્મનિષ્ઠ થવું, એ જ ખરી રીતે દેહશુદ્ધિ છે. કહ્યું છે, કેઃ—

देहोऽहं बुद्धिजं पापं तद्गोवधकोटिभिः ।
आत्माहं बुद्धिजं पुण्यं न भूतं न भविष्यति ॥

'દેહ હું છું, એવી બુદ્ધિ કરવી એ કોટિ ગાયોના વધના પાપ બરાબર છે; અને 'આત્મા હું છું' એવી જે બુદ્ધિ થવી તેના જેવું પુણ્ય થયું નથી અને થશે નહિ.'

સાધક—તો પછી બુદ્ધિની શુદ્ધિને અર્થે તીર્થાદિક અગર આચાર, વિચાર કે વ્રતવ્રતાદિક કરવાની જરૂર ખરી કે નહિ?

સંત—બુદ્ધિની શુદ્ધિ આચાર પાળવાથી કે વ્રતવ્રતાદિક કે તીર્થાટન કરવાથી થતી નથી; તેમ કરવાથી તો ઊલટો બુદ્ધિમાં ભ્રમ પેદા થાય છે; ઘણા મનુષ્યો પૃથ્વી ઉપરનાં પવિત્ર

ગણાતાં તીર્થોમાં પરિભ્રમણ કરી ચૂકેલાં છે—કાશીપુરી જેવાં પુરાણપ્રસિદ્ધ સ્થળોમાં નિવાસ કરી ચૂકેલ છે; છતાં તેમનામાં બુદ્ધિની શુદ્ધિ થયેલી જોવામાં આવતી નથી.

સાધક—ત્યારે બુદ્ધિની શુદ્ધિ કરવા શું કરવું ?

સંત—બુદ્ધિની શુદ્ધિ શાસ્ત્રશ્રવણ, મનન, નિદિધ્યાસન તેમ જ સર્વ દૃશ્ય પદાર્થમાં પરમાત્મભાવના કરવાથી જ થાય છે.

સાધક—તો પછી યજ્ઞયાગાદિક વગેરે કર્મો કરવા બાબતમાં આપનો શો અભિપ્રાય છે ? ભગવાન શ્રીકૃષ્ણે ગીતાજીના ચોથા અધ્યાયમાં ઘણા પ્રકારના યજ્ઞો કરવા કહેલું છે. દાન, ચાંદ્રાયણ આદિ વ્રતો વગેરે કરવાની જરૂર છે કે કેમ ?

સંત—વેદમાં એ સર્વ યજ્ઞો કે વ્રતોનું વિધાન છે; પરંતુ તે શરીર, વાણી, મન, ઇંદ્રિયો વડે થયેલાં છે; તેથી તે અનિત્ય ફળ આપનાર છે. આ દેહ પોતે જ અનિત્ય છે; તો પછી તે વડે થયેલાં કર્મો અનિત્ય–નાશ થવાવાળાં જ હોય. માટે તેવા યજ્ઞો કે વ્રતો કરવા કરતાં જ્ઞાનયજ્ઞ જ અતિ ઉત્તમ છે એ વિષે પણ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે, કેઃ—

श्रेयान्द्रव्य मयाद्यज्ञाज्ज्ञानयज्ञः परंतप ।
सर्वकर्माखिलं पार्थ ज्ञाने परिसमाप्यते ॥ ગીતાઃ ૪–૩૩

'અનાત્મ વસ્તુઓથી થઈ શકે તેવા યજ્ઞ કરવા કરતાં જ્ઞાનયજ્ઞ અતિ ઉત્તમ છે. સર્વ કર્મોનો જ્ઞાનમાં અંતર્ભાવ સમાવેશ થાય છે.'

તેમ જ શ્રીકૃષ્ણ પરમાત્માએ ઉદ્ધવજી પ્રત્યે કહેલ છે, કેઃ—

जातश्रद्धो मत्कथासु निर्विण्णः सर्वकर्मसु ।
वेद दुःखात्मकान्कामान्परित्यागेऽप्यनीश्वरः ॥
ભા. ૧૧ઃ ૨૦. ૨૭

'નિત્ય-નૈમિત્તિક કર્મ અંતઃકરણને શુદ્ધ કરનાર હોવાને લીધે ગુણરૂપ છે, હિંસાદિક કર્મ અંતઃકરણને મલિન કરનાર હોવાથી દોષરૂપ છે અને કૃચ્છાદિક પ્રાયશ્ચિત્ત કર્મદોષને મટાડનાર હોવાથી ગુણરૂપ છે.' એમ વેદે વિધિ અને નિષેધરૂપ વાક્યોથી કહેલું છે; માટે પ્રાયશ્ચિત્ત વિના યોગ અને ભક્તિથી જ શી રીતે પાપ બળે ?' આવી શંકા રાખવી નહિ. મર્યાદામાં રહેવું એ જ ગુણરૂપ છે એમ વેદની આજ્ઞા છે. અમુક કર્મ પોતે ગુણરૂપ છે એમ વેદે કહ્યું નથી. કર્મ સઘળાં સ્વભાવથી જ મલિન છે. તેઓને આ ગુણદોષરૂપ ભાંજઘડ નાખીને વેદે સંકોચ કરેલો છે; અને તે સ્વભાવથી જ પ્રાપ્ત થયેલા સંગોનો ત્યાગ કરાવવાની ઇચ્છાથી કહેલ છે. મનુષ્યની અશુદ્ધિ એ કાંઈ પ્રવૃત્તિથી જુદી નથી; કારણ કે સ્વાભાવિક પ્રવૃત્તિથી જ મનુષ્ય મલિન થયેલ છે. માટે સઘળાં કર્મ માત્રની નિવૃત્તિ કરવી જોઈએ; પરંતુ તે સહસા કરી શકાતી નથી, એટલા માટે જ 'આ કરવું' અને 'આ ન કરવું' એમ પ્રવૃત્તિમાં સંકોચ કરીને તે દ્વારા નિવૃત્તિ કરાવવાનો જ વેદનો અભિપ્રાય છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે પ્રાયશ્ચિત્ત કર્મ પોતે ગુણરૂપ નથી પણ સ્વાભાવિક રીતે પ્રવૃત્તિમાં પડેલા મનુષ્યને માટે ગુણરૂપ છે; તો જ્ઞાની, યોગી કે ભક્તને સ્વાભાવિક પ્રવૃત્તિ નહિ હોવાથી તેઓને પ્રાયશ્ચિત્તનો વેદનો વિધિ લાગુ પડતો નથી. વળી, કહ્યું છે કેઃ-

न ते मामंग जानंति हृदिस्थं य इदं यतः ।
उक्थशस्त्रा ह्यसुतृपो यथा नीहारचक्षुषः ॥

ભા. ૧૧: ૨૧. ૨૮

'હે ઉદ્ધવજી ! જેઓને કર્મ જ પશુઓની હિંસાનાં સાધન છે એવા એ પેટભરા લોકો, જેમ ઝાકળના અંધારાથી વ્યાપ્ત થયેલી આંખોથી નજીકની વસ્તુને જોઈ શકતા નથી, તેમ

હૃદયમાં રહેલા આત્માના સ્વરૂપભૂત મને (જેમાંથી આ જગત ઉત્પન્ન થયું છે અને જે તેનાથી ભિન્ન નથી, તેને) જાણતા નથી કે જોઈ શકતા નથી.' તેથી યજ્ઞાદિક કર્મોથી જ્ઞાનયજ્ઞ જ ઉત્તમ માનેલો છે. વળી શ્રીભગવાને કહ્યું છેઃ—

यथैधांसि समिद्धोऽग्निर्भस्मसात्कुरुतेऽर्जुन ।
ज्ञानाग्निः सर्वकर्माणि भस्मसात्कुरुते तथा ॥ ગીતાઃ ૪-૩૭

'જેમ પ્રજ્વલિત અગ્નિ કાષ્ઠ વગેરેને બાળી ભસ્મ કરે છે– નાશ કરે છે, તેમ જ્ઞાનરૂપી અગ્નિ કર્મ માત્રનો નાશ કરે છે; એટલે આ સર્વનું તાત્પર્ય એ જ છે, કે જ્ઞાનયજ્ઞ જ સર્વથી આત્મસાક્ષાત્કાર કરવાનું શ્રેષ્ઠ સાધન છે.

સાધક—ઠીક, મહારાજ, ત્યારે યજ્ઞયાગાદિક માટે આમ કહો છો, તો પછી વર્ણાશ્રમાદિકના ધર્મ અનુક્રમે પાળવાની જરૂર ખરી કે નહિ અને જરૂર હોય તો ક્યાં લગી તે કહેશો?

સંત—જેને દેહાભિમાન હોય, તેને એ સર્વ ધર્મો લાગુ પડે છે; કારણ કે વર્ણાશ્રમ દેહને લીધે છે, આત્માને લઈને નથી. જો તું દેહને તારો પોતાનો માનતો હોય, તો વર્ણાશ્રમ આદિ બધા શાસ્ત્રોમાં જણાવેલા કાયદા તને લાગુ પડે છે. એ બાબતમાં વિદ્યારણ્ય સ્વામીએ કહ્યું છે, કેઃ—

वर्णाश्रमवयोऽवस्थाभिमानो यस्य विद्यते ।
तस्यैव च निषेधाश्च विधयः सकला अपि ॥
પંચઃ ધ્યા. દી. ૧૦૦

वर्णाश्रमादयो देहे मायया परिकल्पिताः ।
नाऽऽत्मनो बोधरूपस्येत्यैवं तस्य विनिश्चयः ॥
પંચઃ ધ્યા. દી. ૧૦૧

'બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર; બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ,

વાનપ્રસ્થાશ્રમ, સંન્યાસાશ્રમ, બાલ્ય, તારુણ્ય, વૃદ્ધપણું; ઉત્તમ, મધ્યમ, કનિષ્ઠ–આ સઘળાનું જેને અભિમાન હોય, તેને વિધિનિષેધ લાગુ પડે છે. જ્ઞાની કે તત્ત્વવેત્તાને એ હોતું નથી એટલે તેને વર્ણાશ્રમ–ધર્મની જરૂર નથી.

સંત—દેહધારીઓને વર્ણાશ્રમ ધર્મ સ્વાભાવિક જણાય છે. જ્ઞાની કે તત્ત્વવેત્તા પણ દેહધારી તો છે જ તો પછી તેમને વર્ણાશ્રમધર્મ લાગુ પડવો જ જોઈએ.

સંત—તત્ત્વવેત્તા દેહધારી છે એ ખરું, પરંતુ આત્મતત્ત્વ અને અનાત્મતત્ત્વને તે સારી રીતે જાણે છે. વર્ણાશ્રમઆદિ સર્વ ધર્મો અનાત્મતત્ત્વ છે, તે ધર્મો દેહના છે. દેહ વિનાશી છે, માયાએ ઉપજાવેલો છે; આત્મા અવિનાશી છે, કોઈ પણ ધર્મથી રહિત છે. ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે, કેઃ—

नैव तस्य कृतेनार्थो नाकृतेनेह कश्चन ।
न चास्य सर्वभूतेषु कश्चिदर्थव्यपाश्रयः ॥ ગીતાઃ ૩–૧૮

'તત્ત્વવેત્તા મનુષ્ય દેહાભિમાન રહિત હોવાથી તેને વિધિ-નિષેધ લાગુ પડતો નથી; કરેલાં કર્મથી તેને નથી થતું પુણ્ય કે નથી થતું પાપ.' તેમ મોક્ષ માટે તેને બીજાના આશ્રયની પણ જરૂર પડતી નથી; અર્થાત પોતે મુક્ત જ છે અને તે વિષે શ્રીકૃષ્ણ ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે, કેઃ—

वेदेन नामपरूाणि विषमाणिसमेष्वपि ।
धातुषूद्धव कल्प्यंत एतेषां स्वार्थसिद्धये ॥ ભા. ૧૧: ૨૧–૬

'પ્રાણીઓના લાભ માટે પ્રવૃત્તિને ઓછી કરી તે વડે ધર્માદિક પ્રાપ્ત કરવા માટે જ જુદા જુદા વર્ણાશ્રમનાં નામરૂપ કલ્પેલા છે એટલે તે ખોટા છે.' કહ્યું છે, કેઃ–

असत्त्वादात्मनोऽन्येषाभावानांतत्कृताभिदा ।
गतयो हेतवश्चास्य मृषास्वप्नदृशो यथा ॥

ભા. ૧૧: ૧૩. ૩૧

આથી તારા મનને સંદેહ થશે, કે વર્ણાશ્રમ તથા તે સંબંધનાં કર્માદિકની ભેદબુદ્ધિ વેદે જ નિરૂપણ કરેલી છે તે કેમ મિથ્યા થાય? પણ એ શંકા નકામી છે. 'દેહાદિક પદાર્થો મિથ્યા છે' એથી એને લઈને થયેલા વર્ણાશ્રમ આદિના ભેદ તથા સ્વર્ગાદિક ફળો અને તે ફળોને આપનાર કર્મો પણ આત્માની પાસે મિથ્યા જ છે, એમ જાણ.

સાધક—આપની મારા પ્રત્યેની આટલી બધી દયાથી હું કૃતાર્થ થયો છું. આપ જેવા જ્ઞાની મારા જેવા મૂઢ જીવોનું કલ્યાણ કરવાનું કર્તવ્ય બરાબર બજાવો છો; છતાં મારું અંતઃકરણ એટલું જડ છે, કે તે આપની સાદી–સહેલી શૈલીમાં કહેલી હકીકત પણ પચાવી શકતું નથી. આપ વર્ણાશ્રમાદિ અને તેના અંગેનાં કર્મ તથા તેનાં ફળો વગેરેને મિથ્યા હોવાનું નિરૂપણ કરો છો; પરંતુ વર્ણાશ્રમાદિક ધર્મો કે વ્યાવહારિક કર્મો કરવાથી પાપ–પુણ્ય થાય છે અને તેનાં ફળ ભોગવવાનું શાસ્ત્રમાં પ્રતિપાદિત કરેલું છે, તેનું કેમ?

સંત—એ બાબત તો શ્રીમદ્ ભાગવતના છઠ્ઠા સ્કંધમાં 'અજામિલ આખ્યાન'માં સારી રીતે વર્ણવેલી છે. અત્યંત પાપ કરનાર, ચોરી કરનાર, મદિરાપાન કરનાર, બ્રહ્મહત્યા કરનાર, સ્ત્રી, રાજા, ગાય વગેરેનો નાશ કરનાર અગર બીજાં પાપો કરનાર હોય, તે સર્વ પાપીઓનાં પાપનું નિવારણ ફક્ત શ્રીહરિનું નામસ્મરણ કરવા માત્રથી થાય છે, એમ કહેલું છે. ઈશ્વરી માયાથી જેની બુદ્ધિ આ સંસારમાં મોહિત થયેલી છે અને ઉપરથી જ સારા લાગે એવા વેદના કર્મકાંડથી કર્મમાં જેઓ

જોડાયેલા હોય, તેઓ શ્રીહરિના નામનો મહિમા જાણતા નથી તેથી જ તેઓ પ્રાયશ્ચિત્તો બતાવે છે; પરંતુ ખરું પ્રાયશ્ચિત્ત તો શ્રીહરિ પરમાત્માનું નામ જ છે, કે જેના વડે આ વ્યાવહારિક કર્મથી થયેલાં સઘળાં પાપોનું નિવારણ થઈ જાય છે. તે એમાં સારી રીતે સમજાય તેમ કહેલું છે.

સાધક—ત્યારે તો કોઈ ચોરી કરે કે ઠગાઈ કરે કે ગમે તેવું નાનું-મોટું પાપ કરીને પણ શ્રીનારાયણનું નામ લે, એટલે પત્યું! ન એને રાજા સજા કરે, કે ન એ પાપમાં પડે!

સંત—તને આટલા સત્સંગથી પણ વાત સમજી શકવાની શક્તિ આવી જણાતી નથી. તું કહે છે તેવાં પાપ-કર્મ જો વ્યાવહારિક બુદ્ધિથી કરવામાં આવે, તો રાજા સજા કરે અને પાપનાં ફળ ભોગવવાં પણ પડે. પરંતુ હું તો તને પારમાર્થિક-આધ્યાત્મિક રીતે કહું છું, કે જેને સમસ્ત જગત આત્મસ્વરૂપ દેખાય છે તે સ્વપ્નમાં પણ પાપ અથવા ગુનો કરવાનું જાણતો નથી; તો આ માયિક વ્યવહારમાં તો કેમ જ કરે? હું શરૂઆતમાં જ તને જણાવી ગયો છું, કે વ્યવહાર એ તારી બુદ્ધિથી કલ્પાયેલો છે-તારે તેની સાથે કાંઈ સંબંધ નથી છતાં તું અણઘડની પેઠે વાત કરે છે.

સાધક—ત્યારે તો પુણ્યથી મુક્તિ ખરીને?

સંત—પુણ્યથી મુક્તિ? પુણ્યથી મુક્તિ ન થાય; પણ પુણ્યથી સ્વર્ગાદિ નાના મોટા વૈભવ પ્રાપ્ત થાય ખરા. પરંતુ 'क्षिणे पुण्य मृत्यु लोके विशंति' એ પ્રમાણે જ્યાં પુણ્ય ખલાસ થયું, કે મૃત્યુલોકમાં જન્મ થયો જ જાણવો. જન્મ પછી મરણ તો નિર્માયેલું જ છે, એટલે પાપથી નર્ક અને પુણ્યથી સ્વર્ગ એમ ચક્રાવામાં ચડવા સિવાય મુક્તિ નથી. મુક્તિ તો આત્મજ્ઞાન વિના થતી નથી જ. કેટલીક વખત પુણ્ય કરતાં

પણ પાપના અધિકારી થવું પડે છે અને એનું વૃત્તાંત શ્રીમદ્ ભાગવતમાં દશમ સ્કંધના ઉત્તરાર્ધના ચોસઠમા અધ્યાયમાં નૃગ રાજાનું છે.

સાધક—મહારાજ ! પુણ્ય કરતાં વળી પાપના અધિકારી થવાતું હશે ખરું ? એ તો ન માની શકાય એવી વાત લાગે છે.

સંત—સાંભળ. નૃગ રાજા મહાન દાનેશ્વરી હતો. હમેશાં બ્રાહ્મણોને ગાયોનાં દાન કરતો અને એ પ્રમાણે એણે લાખો ગાયોનું દાન કરેલું હતું. એક દિવસે રાજાએ એક બ્રાહ્મણને ગાયનું દાન કર્યું. તે ગાયને બ્રાહ્મણ પોતાને ઘેર લઈ ગયો. ત્યાંથી તે ગાય પાછી રાજાની ગૌશાળામાં આવતી રહી; અને બીજે દિવસે બીજી ગાયોનું દાન કરતી વખતે ઉપર જણાવેલ ગાય પણ બીજા બ્રાહ્મણને ભૂલથી રાજાએ દાનમાં દીધી. આથી બન્ને બ્રાહ્મણો લડી પડયા. એક ગાયને બદલે બીજી અનેક ગાયો રાજાએ આપવાનું કહ્યું પરંતુ બ્રાહ્મણો માન્યા નહિ; અને પહેલા બ્રાહ્મણે દીધેલ દાન પાછું લીધાનું જણાવી રાજાનો તિરસ્કાર કર્યો તથા શાપ આપ્યો. તેથી રાજાને લાખો ગાયોનું દાન કરવા છતાં મરણના અંતે કાકીડાનો અવતાર લેવો પડ્યો હતો. તેવી જ રીતે પ્રાચીન બર્હિષ રાજાએ અનેક યજ્ઞો કર્યા હતા અને તેમાં અનેક પશુઓને તેણે હોમેલાં હતાં. તે પશુઓ રાજાના મરવાની અને પોતાનું વેર લેવાની રાહ જોતાં હતાં. પરંતુ રાજાના સદ્ભાગ્યે ભગવદ્ ભક્ત નારદજીએ જ્ઞાનોપદેશ આપી રાજાને પશુહોમ કરતાં અટકાવ્યો; તેથી રાજા પ્રસન્ન થઈ બોલ્યો, કે 'આવી હિંસક પ્રવૃત્તિથી મારી પાસે અનેક યજ્ઞો કરાવી મારા યજમાન બ્રાહ્મણોએ કર્મકાંડની પોતાની ક્રિયા વડે મને હિંસામાં ઉતાર્યો છે.' એ ઉપરથી તને કહેવાનું, કે પુણ્ય પણ વગર

સમજ્યે કરવામાં આવે તો પાપના રૂપમાં બદલાઈને દુ:ખનો જ હેતુ થઈ પડે છે.

સાધક—ત્યારે ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે, કે:—

न कर्तृत्वं न कर्माणि लोकस्य सृजति प्रभुः ।
न कर्मफलसंयोगं स्वभावस्तु प्रवर्तते ॥ ગીતા: ૫–૧૪

'પરમાત્મા જીવોનું કર્તાપણું, કર્મો તથા કર્મનાં ફળોના સંબંધને સર્જતા નથી; પરંતુ અનાદિકાળનાં અજ્ઞાન તથા વિષયભોગની ઇચ્છાને વશ થવાથી જેનો સ્વભાવ જ પ્રવૃત્તિવાળો છે, તેવા જીવોને પરમાત્મા કર્મમાં જોડે છે—કાંઈ પોતે કર્તાપણાને ઉત્પન્ન કરતા નથી.' વળી ભગવાને કહ્યું છે, કે:—

तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु । ગીતા: ૧૬–૧૯

'મારો દ્વેષ કરવાવાળા તથા ક્રૂર અને અધમ મનુષ્યોને જન્મમરણ પામવાવાળા અનિષ્ટ એવા આ સંસારમાં ક્રૂર યોનિઓમાં જ નાખું છું, એટલે એવા પાપીઓને એવાં ફળ આપું છું.'

આ પ્રમાણે એકબીજાથી ઉલટાસૂલટું ભગવાન શ્રીકૃષ્ણે કેમ કહ્યું હશે? એક બાજુથી પાંચમા અધ્યાયમાં કહે છે, કે 'હું કોઈનાં પાપપુણ્ય સર્જતો નથી' અને સોળમા અધ્યાયમાં કહે છે, કે 'તેવા પાપકર્મવાળાને નર્કમાં નાખું છું.' આ બેમાં શું ખરું તે સમજવું મુશ્કેલ લાગે છે, તેથી તે સમજાવશો?

સંત—તે વખતના દેશકાળ અને પ્રસંગને અનુસરીને કહેવું પડે છે. આપણાં શાસ્ત્રો મનુષ્યોને-જીવોને સારા રસ્તે ચડાવવા માટે ત્રણ પ્રકારની શૈલીથી રચાયેલાં છે–રોચક, ભયાનક અને યથાર્થ. જો કર્મમાં પ્રીતિ કરાવવાનો પ્રસંગ હોય, તો તેને રોચક ઉપદેશ કહેવો પડે છે; અને કર્મમાં અપ્રીતિ કરાવવાની

જરૂર હોય, ત્યારે ભયાનક ઉપદેશ આપવો પડે છે. પરંતુ તે બન્નેમાંથી પ્રવૃત્તિ ઓછી કરી નિવૃત્તિપરાયણ એટલે પ્રભુ-પરાયણ–આત્મનિષ્ઠ થવા માટે તો યથાર્થ વચનો દ્વારા ઉપદેશ કરવાની જરૂર છે. વેદ–શાસ્ત્રોનો ઉદ્દેશ કર્મમાં જીવને પ્રવર્તાવવાનો નથી, પણ તેમાંથી નિવૃત્ત કરી પરમાત્મપરાયણ–આત્મનિષ્ઠ કરાવવાનો છે.

દાખલા તરીકે કોઈ માણસ હરદમ અનિષ્ટ કર્મ જ કરતો હોય અને કદી પણ સુકૃત્ય ન કરતો હોય, તો તેને સારા કર્મમાં પ્રવર્તાવવા રોચક અગર ભયાનક એટલે અનિષ્ટ કર્મ-માંથી બચી શકે તેવી રીતનો બોધ કરવો જોઈએ; અને જે માણસ કર્મનિષ્ઠ હોય કે કર્મકાંડથી જ મુક્તિ મળવાનું માનતો હોય, તેને યથાર્થ જ્ઞાનનો ઉપદેશ કરવો જોઈએ. પરંતુ જે મનુષ્યોનાં કર્મ, સ્વભાવ વગેરે પરિપક્વ દશાને પામ્યાં હોય, જગતનું નિઃસારપણું સમજી શકે તેમ હોય તેવાઓને તથા નિવૃત્તિપરાયણ હોય અને ઈશ્વર એ સર્વવ્યાપી તથા સમસ્ત જીવપ્રાણી માત્ર સહિત જગત આખું ય ઈશ્વરમય છે એમ યથાર્થ જાણી શકયો હોય છે; તેને રોચક કે ભયાનક ઉપદેશ કરવાની જરૂર નથી. એકંદરે સર્વ કર્મમાંથી પ્રવૃત્તિને ખેંચી લઈ નિવૃત્તિ-પરાયણ થવા અને તે દ્વારા આત્મસાક્ષાત્કાર સધાવવાનો વેદશાસ્ત્રોનો ઉદ્દેશ છે. જેમ કે એક છોકરો આખો દહાડો રમતો–રખડતો હોય, તેને ભયાનક શબ્દો વડે ડરાવી કહેવામાં આવે છે, કે 'ભણીશ નહિ તો માસ્તર શિક્ષા કરશે'; અગર 'તારી ઉંમરના બધા છોકરા નિયમિત ભણવા જાય છે. ભણીશ તો તું બહુ ડાહ્યો થઈશ.' વળી રોચક શબ્દો વડે કહેવું પડે છે, કે 'તું મોટો પૈસાપાત્ર બનીશ' વગેરે લાલચો આપીને રખડતો અટકાવવાના ઉદ્દેશથી કહેવું પડે છે. તેમ ત્રણે વિષયમાં

સમજી લેવું.

સાધક—ઠીક, ત્યારે; જગત માત્રને માટે આ ત્રણ પ્રકારે નિવૃત્તિપરાપણુ બનાવી આત્મસાક્ષાત્કાર કરાવવો એ ઉદ્દેશથી આપણાં વેદ-શાસ્ત્રો બંધાયાં છે. પરંતુ જ્યાં સુધી આ શરીરમાં કામ, ક્રોધ, લોભ, મદ, મત્સર વગેરે શત્રુઓનું સામ્રાજ્ય વ્યાપી રહેલ હોય ત્યાં સુધી ઉપર પૈકીનો એક પણ બોધ લાગી શકે નહિ. માટે તે ત્યજવા માટે શું ઉપાય કરવો?

સંત—તેઓને ત્યજવાનો ઉપાય તો કરવો જોઈએ. એ માટે ભગવાન શ્રીકૃષ્ણે એમ કહ્યું છે, કેઃ—

शोकहर्षभयक्रोधलोभमोहस्पृहादयः ।
अहंकारस्य दृश्यंते जन्ममृत्युश्च नात्मनः ॥ ભા. ૧૧: ૨૮-૧૫

'શોક, હર્ષ, ભય, ક્રોધ, લોભ, મોહ, સ્પૃહા તથા જન્મ-મરણ એ સર્વ દેહાભિમાનવાળાને જોવામાં આવે છે-આત્માને હોય નહિ.' ઉપરના દોષો તારા સ્વરૂપમાં હોય એમ તું સમજે છે પણ તેમ નથી; એ તો બધા દેહના વિકારો છે. જ્યાં સુધી દેહ રહે ત્યાં સુધી થોડા વધુ અંશે એ તો રહેવાના. એના માટે વિદ્યારણ્ય સ્વામીએ પણ કહ્યું છે, કેઃ—

एतेज्वराः शरीरेषु त्रिषु स्वाभाविकामताः ।
वियोगेऽतु ज्वरैस्तानि शरीराण्येव नासते ॥

પંચઃ તૃ. દી. ૨૨૭

'એ જ્વરો શરીરની સાથે જ ઉત્પન્ન થાય છે અને શરીર વિના રહી શકતા નથી અથવા હોતા નથી. માટે તે શરીરોને વિષે સ્વાભાવિક છે.' દાખલા તરીકે કોઈ એમ ઇચ્છા કરે, કે તંતુ કાઢી લીધા પછી લૂગડું રહે, પણ એ તો અસંભવિત છે, જ્યાં સુધી શરીર હયાત છે ત્યાં સુધી એ

બધો કચરો દેહ સાથે રહેવાનો અને દેહના નાશ સાથે તેનો પણ નાશ થવાનો. એ ઉપરથી સિદ્ધ થાય છે, કે એ કચરો દેહનો છે, આત્માનો નથી એટલે કાંઈ કરવા જેવું નથી–ફક્ત જાણવાનું છે. એ વિષે ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે, કે—

शोकमोहौ सुखं दुःखं देहापत्तिश्च मायया ।
स्वप्नो यथात्मनः ख्यातिः संसृतिर्न तु वास्तवी ॥

ભા. ૧૧: ૧૧–૨

'જેમ સ્વપ્ન બુદ્ધિથી જ કલ્પાયેલું હોવાથી વાસ્તવિક નથી–મિથ્યા છે, તેમ શોક, મોહ, સુખ, દુઃખ તથા સંસાર પણ માયા વડે બુદ્ધિથી કલ્પાયેલાં હોવાથી વાસ્તવિક નથી–મિથ્યા છે.

સાધક—શોક, મોહ, સુખ, દુઃખ, કામ, ક્રોધ, લોભ, મોહ વગેરે મિથ્યા કહો છો; પણ તે સઘળાંની ઉત્પત્તિ ચિત્તમાં થાય છે અને ચિત્ત–મન એવું ચંચળ છે, કે જ્યાં સુધી તે સ્થિર થાય નહિ ત્યાં સુધી એ વિકારો ઊઠવાના જ. માટે ચિત્તને વશ કરવાની જરૂર ખરી કે નહિ ? મેં સાંભળ્યું છે, કે ચિત્ત વશ કરવા માટે સમાધિ કરવી જોઈએ. તે બાબતમાં આપનો શું મત છે ?

સંત—સમાધિ વિષે જે તું કહે છે, તે અદ્વૈત સિદ્ધાંતમાં બની શકે નહિ; કારણ કે સમાધિ કરનાર અને સમાધિ કરવાની વસ્તુ જુદી નથી જ. તો પછી એ કેમ બની શકે ? વળી—

यतो वाचो निवर्तंते अप्राप्य मनसा सह ॥

'બ્રહ્મને પ્રાપ્ત થયા વગર મનની સાથે વાચા પણ પાછી ફરે છે–યથાર્થ એકેય તેને પહોંચી શકતાં નથી.'

સાધ્ય વસ્તુ સાધકથી જુદી નથી; માટે સમાધિ પણ જરૂરની નથી. એને માટે તો શ્રીમદ્ ભાગવતના એકાદશ

સ્કંધના તેરમા અધ્યાયમાં ખુલાસો છે. તે એ કે સમાધિ વગેરેમાં પાર પામેલા અને ઉત્તમ કોટિમાં મનાયેલા સનકાદિક મુનિઓએ પણ ચિત્તની વિકળતા સહન ન કરી શકવાથી બ્રહ્માજી પ્રત્યે પ્રશ્ન કરીને પૂછેલું, કે 'વિષયો ચિત્તની અંદર વખતોવખત સ્ફુરે છે અને ચિત્તને વિકળ બનાવે છે; એટલે વિષયોમાંથી ચિત્તને શી રીતે જુદું પાડવું? અગર ચિત્તથી વિષયોને કેમ કરી જુદા પાડવા?' આવો પ્રશ્ન કરતાં ઘણી વાર સુધી બ્રહ્માજી વિચાર કરી રહ્યા છતાં જવાબ નહિ આપી શકવાથી ભગવાન શ્રીવિષ્ણુનું ધ્યાન ધર્યું; ત્યારે ભગવાન હંસનું સ્વરૂપ ધારણ કરીને ત્યાં પધાર્યા. સનકાદિકોએ હંસનું સ્વરૂપ લઈ આવેલા શ્રીવિષ્ણુને ઓળખ્યા નહિ તેથી કહ્યું, કે 'તમે કોણ છો?' ત્યારે ભગવાને ઉત્તર આપ્યો, કે 'એ તમારો પ્રશ્ન જ મિથ્યા છે, વાસ્તવિક નથી; ઘણામાંથી એકને પ્રશ્ન કરવો હોય, તો તેવો પ્રશ્ન થઈ શકે; પરંતુ એમ તો છે જ નહિ. કારણ કે જે તમે છો તે જ હું છું. પંચભૂતોનાં શરીર તમારાં છે, તેમ આ શરીર પણ પંચભૂતોનું જ બનેલું છે; તેમ જે આત્મા તમારામાં છે, તે જ આ શરીરમાં છે. ખરી રીતે સકળ જગતમાં આત્મતત્ત્વ સિવાય બીજું છે જ નહિ. તો પછી સચરાચર જગતમાં એક જ વસ્તુ ભરપૂર છે; છતાં 'તમે કોણ છો?' એમ બીજી વ્યક્તિ તરીકે પૂછવું એ પ્રશ્ન જ ખોટો છે એટલે એવો પ્રશ્ન ઊઠતો જ નથી.' પછી સનકાદિક મુનિઓએ ચિત્ત અને વિષયોને છૂટાં કેમ પાડવાં એ પ્રશ્ન કર્યો; ત્યારે ભગવાન બોલ્યા, કે 'ધારણા, ધ્યાન અને સમાધિ ચિત્તને વશ કરવાના ઉપાયો કહ્યા છે, પરંતુ તે વાસ્તવિક નથી; કારણ કે તમે પણ ધારણા, ધ્યાન, સમાધિ વગેરે કરી ચૂકેલા યોગીઓ છો, છતાં વિષયો-માંથી ચિત્તને અગર ચિત્તમાંથી વિષયોને જુદા પાડી શકયા હો

તેમ જણાતું નથી—નહિ તો આ પ્રશ્ન તમને ઊઠત જ નહિ; એટલે ધારણા, ધ્યાન કે સમાધિ ચિત્તને વશ કરવાનાં ખરાં સાધન તરીકે નથી એમ નક્કી થાય છે. ખરી રીતે ચિત્ત કે વિષયો સ્વરૂપથી જુદાં જ નથી તેમ જાણી તે બંનેનો આત્મ-સ્વરૂપમાં લય કરવો. એનું એક દૃષ્ટાંત આપું છું, તે ઉપરથી તે સહેલાઈથી સમજી શકાશે. કોલસાને ગંગોદક કે દૂધ વાપરીને કે વિજ્ઞાનની રીતથી ધોવામાં આવે, તોપણ તેની કાળાશ તે છોડશે નહિ. તો શું તેનું મૂળ સ્વરૂપ કાળું હતું? નહિ જ. માટે તેને મૂળ સ્વરૂપમાં લાવવા સારુ જેમાંથી તેની ઉત્પત્તિ થઈ હતી, તેમાં જ તેને નાખવાથી તેની શ્યામતા મટી જશે; એટલે એ કોલસાને અગ્નિમાં મૂકો એટલે તેની કાળાશ દૂર થઈને મૂળ સ્વરૂપને પામી જશે. તેમ ચિત્ત અને વિષય બંનેનો આત્મસ્વરૂપમાં લય કરવો એટલે તે એકે ય રહેશે જ નહિ. બીજો દાખલો ચિત્તને વશ કરવા માટે સમાધિ કરવા વિષેનો 'યોગવાસિષ્ઠ'ના ઉપશમ પ્રકરણના સર્ગ ૬૨—૬૩ માં રાજા પરિઘ તથા સૂર્ધુનો છે. રાજા પરિઘ ઈરાનનો રાજા હતો અને સૂર્ધુ પ્રયાગનો રાજા હતો. બચપણથી એકબીજાને ગાઢ મૈત્રી હતી. એકવાર ઈરાનમાં ભયંકર દુષ્કાળ પડ્યો. તેને લીધે ત્યાંની પ્રજા મહાન પીડા પામવા લાગી. રાજા પોતે પ્રજાને સહાય કરવાને અશક્ત હોવાથી તે ત્યાંથી ચાલી નીકળ્યો અને આ અસત્ય જગતના વિષયોની ચિત્તમાંથી નિવૃત્તિ માટે સમાધિની સાધના વગેરે જંગલમાં જઈને કરવા લાગ્યો. અનેક ઠેકાણે ફરતાં ફરતાં એક વખતે પોતાના મિત્ર સૂર્ધુને ત્યાં પ્રયાગ આવ્યો. બંને મિત્રો પ્રેમપૂર્વક ભેટી પડયા. કુશળ વર્તમાન પૂછ્યા પછી પરિઘે સૂર્ધુને પ્રશ્ન કર્યો, કે 'હે ભાઈ! તમે આ રાજ્યને વિષે રહ્યા છો, નાના પ્રકારના વિષયોનું સેવન કરો છો, તો

ચિત્ત વશ કરવા માટે સમાધિ આદિ પ્રયોગો કરો છો ને?' આ પ્રશ્ન સાંભળી સૂધું બોલ્યો, કે 'ભાઈ, તમારું કહેવું યથાર્થ છે; પરંતુ તમે એક સ્થળે થોડો વખત એક ધ્યાનથી બેસી રહેવું, તેને સમાધિ કહો છો કે શું? જો તેને સમાધિ કહેતા હો, તો એવી ખંડિત સમાધિ હું કરતો નથી. હું તો અખંડિત સમાધિ કરું છું, કે આ જગતમાં પરમાત્મતત્ત્વ સિવાય બીજું કાંઈ છે જ નહિ. આ જગત અને હું સર્વ બ્રહ્મસ્વરૂપ જ છીએ; એટલે જે દૃશ્ય છે તે સમસ્ત પરમાત્મ-સ્વરૂપ છે, એવી અખંડ સમાધિ હું કરું છું અને નિરંતર એ જ વિચાર રાખું છું. થોડો વખત–પછી ગમે તેટલો વખત –પણ પરિચ્છિન્ન સમયને હું સમાધિ માનતો નથી. સૂતાં–બેસતાં, ખાતાં–પીતાં સદૈવ હું ઉપરનો જ વિચાર રાખું છું; એટલે તમે કહો છો તેવી ખંડિત સમાધિ હું કરતો નથી.' ત્યારે પરિધે કહ્યું, કે 'હે મિત્ર! તમે તમારા સ્વરૂપને પામી ચૂકયા છો. તમને ધન્ય છે!'

સાધક—ત્યારે આસન, સ્થિર દૃષ્ટિ, ધ્યાન, પ્રાણાયામ, સંધ્યાવંદન વગેરે શી રીતે કરવાં, કે જેથી આત્મજ્ઞાન થાય? આસન દૃઢ કર્યા સિવાય ધારણા, ધ્યાન, પ્રાણાયામ થઈ શકે નહિ; તેથી જલદી આત્મજ્ઞાન થાય એવો કોઈ રસ્તો બતાવશો?

સંત—આસન, સ્થિર દૃષ્ટિ કે પ્રાણાયામથી આત્મસાક્ષાત્કાર જલદી થાય એમ કાંઈ નથી. એક જગ્યાએ બેસવું એનું નામ 'આસન નથી.' નાસિકાના અગ્રભાગે દૃષ્ટિ રાખવી એનું નામ 'સ્થિર દૃષ્ટિ' નથી. નાકથી શ્વાસ ચડાવવો, ઉતારવો કે પૂરી રાખવો, એ ખરો 'પ્રાણાયામ' નથી.

સાધક—મહારાજ! તમે તો કાંઈ જુદું જુદું જ કહેતા જાઓ છો, તેથી મને અજાયબી લાગે છે; કારણ કે આસન,

સ્થિરદૃષ્ટિ અને પ્રાણાયામ તો જ્યાં જોઉં ત્યાં એમ જ કરાતાં દેખું છું. તેને તમે ખોટું કહો છો. તો પછી તે કરવું કેવી રીતે ?

સંત—ભાઈ! કરવાનું તો કાંઈ છે નહિ, પણ ખરી રીતે જાણવાનું છે. **આસન** એટલે વિધિનિષેધની ચિંતા છોડી દઈને અખંડ બ્રહ્મમાં સ્થિર થવું તે. માત્ર દર્ભાસન ઉપર બેસવું તે આસન ન ગણાય. હું દેહાદિ પદાર્થો અને જગત મિથ્યા, છે અને બ્રહ્મ સત્ય છે તેવી વૃત્તિનો જ સંચય કરવો તેનું નામ **પ્રાણાયામ.** જીવ અને ઈશ્વરનું જોડાણ કરવું–યથાર્થ જીવ તથા ઈશ્વરનું સંધાન કરી તેને અભેદ જાણવા, તેનું નામ **સંધ્યા.**

સાધક—ઇંદ્રિયનિગ્રહ, કામ, ક્રોધ, લોભાદિ તથા વર્ણાશ્રમાદિક તેમ જ સમાધિ, પ્રાણાયામ વગેરેનો આપ નિષેધ ફરમાવો છો; ત્યારે અમારે કરવું શું? અને તે કેવી રીતે કરવું?

સંત—ભાઈ! અમે કોઈનો નિષેધ કરતા નથી. બાબત–માત્રનો બાધ કરી આત્મસ્વરૂપમાં સ્થિતિ કરવાનું કહીએ છીએ. વગર વિચાર્યે તેં જણાવેલાં સઘળાં કાર્યો ઘણા વખત સુધી કરે તોપણ તેથી કાંઈ ખરું ફળ મળવાનું નથી; કારણ કે તે સર્વે કાર્યો પ્રકૃતિનાં છે. ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે, કેઃ—

य एवं वेत्ति पुरुषं प्रकृतिं च गुणैः सह ।
सर्वथा वर्तमानोऽपि न स भूयोऽभिजायते ॥ ગીતાઃ ૧૩–૨૪

‘આત્માને સાક્ષી–દ્રષ્ટારૂપે જાણે છે તથા પ્રકૃતિને સુખદુઃખ આદિ પરિણામોવાળી જાણે છે, તે ફરી આ સંસારમાં જન્મતો નથી.’ માટે હે ભાઈ! શબ્દ, સ્પર્શ, રસ, રૂપ, ગંધ, પાંચ વિષયો, પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ પ્રાણ, મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર તથા એ સઘળાના કારણભૂત પંચમહાભૂત (આકાશ, જળ, તેજ, વાયુ, પૃથ્વી) એ સઘળાં અનાદિના તારા સંબંધીઓ છે; એ સંબંધીઓ તારા સઘળા

પૂર્વજન્મમાં હતા અને ભવિષ્યમાં પણ જ્યાં સુધી સ્વસ્વરૂપનું ભાન નહિ થાય ત્યાં સુધી દરેક અવતારોમાં રહેવાના જ; અને એ સઘળાં તને તારા દેહાભિમાનથી દુઃખ દેવાનાં. માટે જ કહું છું, કે જે અતીત થવાનું તું કહે છે, તે ઉપર જણાવેલ સઘળાંથી થા; એટલે તે સઘળાંનો ત્યાગ કર. ઘરબાર, પુત્ર-પરિવારથી અતીત થવાની જરૂર નથી; કારણ કે પુત્રપરિવાર કે ઘરબારથી તો એક યા બીજાના મરણ બાદ જુદાં પડવાનું છે જ. પરંતુ ઉપરના સઘળા વિષયો જ્ઞાન વિના તને છોડવાના નથી. જ્યારે જ્ઞાનદૃષ્ટિથી તું પોતાને તે વિષયોથી અતીત જાણીશ, ત્યારે જ જન્મમરણરૂપી ફાંસીમાંથી છૂટી શકીશ; કારણ કે આ જીવનાં અનેક જન્મમરણ થયેલાં છે અને દરેક વખતે ઘરબાર સ્ત્રી, પુત્ર વગેરેને છોડવાં પડેલાં છે. માટે વિચારપૂર્વક જ્ઞાન-દૃષ્ટિથી તેનો ત્યાગ કર્યા સિવાય મુક્તિ થવાની નથી. દેહાભિમાન છોડીને જ અતીત થઈ શકાશે.

સાધક—એ બધી વાત આપે કહી તે તો ખરી છે; પરંતુ દેહાભિમાન અને મનની પ્રબળ ઇચ્છાઓ ઝોડની માફક વળગી છે, તે કેમ છૂટી શકે ?

સંત—એટલું તો તારા કહેવા પરથી જણાય છે, કે એ ઇચ્છાદિકમાં મન વળગેલું છે–તને પોતાને તેઓ વળગેલાં નથી. કોઈની પાસે તું વાત કરે ત્યારે એમ કહે છે, કે 'મારા મનમાં અમુક અમુક ઇચ્છાઓ છે;' એટલે મન તું પોતે નથી પણ તારાથી જુદું છે એ નક્કી થાય છે. જેમ જાણવાની વસ્તુ જાણનારાથી જુદી છે, તેમ દૃશ્ય પદાર્થ દ્રષ્ટાથી જુદો છે. માટે જે જે ઇચ્છાઓ મનમાં થતી હોય તે તે થવા દે; કારણ કે મનનો એ સ્વાભાવિક ધર્મ છે. એથી જે ક્લેશ થશે, તે મનને જ થશે, તને પોતાને એટલે તારા સ્વરૂપને નહિ થાય. જે જે

શુદ્ધ સાત્ત્વિક ઇચ્છાઓ હોય તેની તુલના કર—સકામ અને નિષ્કામ ઇચ્છાઓનો વિચાર કર—અને તે મુજબ અમલ કર.

સાધક—મહારાજ! આપ વખતોવખત કહો છો, કે તારા સ્વરૂપને કાંઈ થતું નથી; તો એ સ્વરૂપ કેવું છે તે હું સમજી શકતો નથી. સ્વરૂપ શું છે? અને તેને શી રીતે સમજી શકાય? તે દયા કરીને સમજાવો.

સંત—આ પ્રશ્ન અત્યંત ગૂઢ છે. ઉત્તર આપવો તે તેથી પણ વધારે ગૂઢ છે. હું તને સમજાવી જોઉં છું, પણ વચન વડે તે સમજાવી શકાય તેમ લાગતું નથી; કારણ કે તે અનિર્વચનીય છે. તેને મન, વચન, કે ઇંદ્રિયો કોઈ પહોંચી શકતું નથી. કારણ કે કલમ લખનારને અધીન છે, વળી જડ છે. જડ વસ્તુ ચૈતન્યને શી રીતે જાણી શકે? એમ સ્વરૂપ કાંઈ કોઈ જાતનો આકાર નથી, કે પ્રત્યક્ષ બતાવી શકાય. એ ઇંદ્રિયાદિક સાધનોથી બતાવી શકાય તેમ નથી. એ બાબત સમજવા-ની જ છે. તે પણ વિકટ રીતે સમજી શકાય તેવી છે; તોપણ તારા મગજમાં આવી શકે તેવી રીતે હું તને સમજાવવાનો પ્રયત્ન કરીશ. આ બાબત વિદ્યારણ્ય સ્વામીએ સમજાવેલી છેઃ–

जाग्रत्स्वप्नसुषुप्त्यादि प्रपंचं यत् प्रकाशते ।
तद्ब्रह्माहमिति ज्ञात्वा सर्वबंधैः प्रमुच्यते ॥
एक एवात्मा मंतव्यो जाग्रत्स्वप्नसुषुप्तिषु ।
स्थानत्रयव्यतीतस्य पुनर्जन्म न विद्यते ॥
त्रिषु धामसु यद् भोग्यं भोक्ता भोगश्च यद् भवेत् ।
तेभ्यो विलक्षणःसाक्षी चिन्मात्रोऽहं सदाशिवः ॥

પંચ૦ તૃ૦ દી૦ ૨૧૩ થી ૨૧૫

‘જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ આદિને પ્રકાશ છે, તે બ્રહ્મ હું

છું એમ જાણનાર સર્વ બંધનોથી મુક્ત થાય છે

'જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિમાં આત્મા એક જ માનવો. આ ત્રણે અવસ્થાઓથી ભિન્ન રહેલા આત્માનો જન્મ થતો નથી.'

'એ ત્રણે અવસ્થામાં જે ભોગ્ય, ભોક્તા ને ભોગ હોય છે, તેથી ભિન્ન તેનો સાક્ષી સદાશિવ (પરમાત્મા) તે હું છું.'

જે પુરુષ દોરા અને મણકાની પેઠે આત્મસ્વરૂપને દેહથી જુદો જાણે છે, તે પુરુષને જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓનો સાક્ષી આત્મા અસંગ છે એવો નિશ્ચય થાય છે.

જેમ મણકા જુદા છે અને દોરો એક જ છે, તેમ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ–બાળ, યુવા કે વૃદ્ધાવસ્થા એ દરેક અવસ્થામાં આત્મા એકનો એક અસંગ છે; અને એ અવસ્થાઓનો સાક્ષી–દ્રષ્ટા છે. 'મેં જાગૃતિમાં અમુક કામો કર્યાં', 'સ્વપ્નમાં મને આવું દશ્ય જોવામાં આવ્યું' અગર 'સુષુપ્તિમાં હું બહુ જ નિરાંતે ઊંઘતો હતો.' એ સઘળું જાણી કે જોઈ શકે છે; તે જ પ્રમાણે આત્મા કે પરમાત્મા આ દેહાદિકથી જુદો જ છે એમ નિશ્ચય થાય છે....ત્રણે અવસ્થાઓના ભેદ ને પ્રકાર તો તું જાણતો જ હોઈશ, છતાં સંક્ષિપ્તમાં કહું છું: (૧) જે અવસ્થામાં ઇંદ્રિયો, મન, બુદ્ધિ આદિ સર્વ પોત-પોતાનું કામ કરે, તે 'જાગ્રત અવસ્થા' છે. (૨) જે અવસ્થામાં ઇંદ્રિયો લય પામે એટલે કે નિષ્ક્રિય હોય, અને એકલું મન સર્વ ઇંદ્રિયોનું કામ કરતું જણાય છે; જેમ કે જીવ પથારીમાં ઊંઘતો છતાં ક્યાં ય જતો અગર આંખ, કાન, મોઢું બંધ હોવા છતાં જોતો અગર સાંભળતો કે વાતો કરતો જણાય છે, તે 'સ્વપ્નાવસ્થા.' (૩) જે અવસ્થામાં ઇંદ્રિયો મન, ચિત્ત, બુદ્ધિ અને અંહકાર એ સર્વ લય પામે, માત્ર પ્રાણ ચાલે અને દેહાદિકનું કાંઈ ભાન હોતું નથી, તે 'સુષુપ્તિ અવસ્થા' કહેવાય.

સુષુપ્તિ અવસ્થામાં દેહાદિ ધર્મો કે પ્રાણના ધર્મો જેવા કે ક્ષુધા, પિપાસા આદિ ક્લેશો રહેતા નથી. એ અવસ્થામાં ચક્રવતીં રાજા અને મજૂરી કરી નિર્વાહ કરનાર મજૂર એ બંનેને સરખો જ આનંદ હોય છે. એ વખતે બંનેની સ્થિતિ સ્વસ્વરૂપમાં થાય છે. જે સ્વરૂપ સુખ, દુઃખ, ભૂખ, તરસ, જન્મમરણાદિક સર્વ શરીરની પીડાઓથી રહિત હોય તથા ફક્ત નિર્વાસનિક સુખમાં મગ્ન હોય, એનું નામ સુષુપ્તિ અવસ્થા. ભગવાન શંકરાચાર્યે પણ કહેલું છે, કેઃ—

न मे द्वेषरागौ न मे लोभमोहौ, मदो नैव मे नैव मात्सर्यमानम् ॥
न धर्मो न चार्थो न कामो न मोक्षश्चिदानंदरूपःशिवोऽहं शिवोऽहम् ॥
न पुण्यं न पापं न सौख्यं न दुःखं, न मंत्रो न तीर्थं न वेदा न यज्ञो
ऽहं भोजनं नैव भोज्यं च भोक्ता, चिदानंदरूपः शिवोऽहं शिवोऽहम्
न मे मृत्युशंका न मेजातिभेदः पितानैवमे नैव माता न जन्म ।
न बन्धुर्न मित्रं गुरुर्नैव शिष्यश्चिदानंदरूपःशिवोऽहं शिवोऽहम् ॥

દ્વેષ, રાગ, લોભ, મોહ, મદ; ધર્મ, અર્થ, કામ, મોક્ષ; પુણ્ય, પાપ, સુખ, દુઃખ; મંત્ર, તીર્થ, વેદ, યજ્ઞ; ભોજ્ય, ભોક્તા કે મૃત્યુ; જાતિભેદ, માતા, પિતા કે જન્મ; બંધુ, મિત્ર, ગુરુ અને શિષ્ય–આ પૈકી મારે કાંઈ પણ નથી, હું તો ચિદાનંદરૂપ શિવ પોતે જ છું. દેહાતીત છું, એમ જાણવું.

સાધક—જો કે આપે દાખલા, દલીલો અને શાસ્ત્ર-ઉપનિષદો દ્વારા મારા મનની શાંતિ અર્થે તેમ જ મારા કલ્યાણ અર્થે ઉપદેશ કર્યો છે; તોપણ આપ મારા ગુરુ છો, વળી મારા પરમ પૂજ્ય છો, જેથી હજી પણ મારા મનને જે જે શંકાઓ હોય તેના આપની પાસેથી ખુલાસા ન મેળવું અને તે શંકાઓ એમ જ રહેવા દઉં, તો આ જિંદગીમાં આપના જેવા ગુરુનો

સહવાસ ફરી મેળવવો દુર્લભ છે; એટલે મારી એ શંકાઓ એમની એમ જ રહી જાય અને આ બધી તમારી મહેનત નકામી જાય અને મારું કાંઈ સાર્થક થાય નહિ. માટે આપને વિનતિપૂર્વક પૂછું છું, કે મારું શરીર બ્રાહ્મણનું છે—આ શરીરની અંદર ઇંદ્રિયો અને કામક્રોધાદિક વિકારો દોડાદોડી કરતા હોય, તો તે બ્રાહ્મણના ઘરમાં ચાંડાળ દોડાદોડી કરતો હોય તેવું છે તેથી તેઓને વશ કર્યા વિના ફક્ત મોઢેથી શિવોऽहं શિવોऽहम् કહેવાથી શું વળે? માટે આપ મારા મનનું પૂરું સમાધાન કરો એવી પ્રાર્થના છે.

સંત—આટલા મારા સમાગમથી તને કામ, ક્રોધ આદિ ઇંદ્રિયોના વિકારો દેહના છે કે આત્માના એ કાંઈ પણ સમજાયું છે કે નહિ?

સાધક—મહારાજ! એ તો સઘળા વિકારો દેહના છે, પણ આત્મામાં છે એમ જણાય છે; અને આત્મજ્ઞાન થયા પછી પણ જો આત્મજ્ઞાનીમાં એ વિકારો રહેતા હોય, તો પછી આત્મજ્ઞાની અને અજ્ઞાનીમાં તફાવત શું? તેથી આત્મજ્ઞાનીનું લક્ષણ કેવું હોય, તે પણ આપની પાસેથી હું જાણવા માગું છું.

સંત—એ સઘળું આગળ હું તને સમજાવી ગયો છું, છતાં એ વિષય એવો છે, કે જલદી મનનું સમાધાન થઈ શકે નહિ; અને તને જેવી શંકા ઊઠે છે તેવી ઊઠવી સ્વાભાવિક છે. હજી પણ તને જે જે શંકાઓ રહેતી હોય, તે સઘળી અત્યારે ખુલ્લી કરીને સમાધાન મેળવી લેવું; કારણ કે મારી ઇચ્છા પણ તને યથાર્થ સ્વરૂપ સમજાવવાની છે. વળી મારે હવે અહીંથી વિચરવાનું હોઈ તારી સઘળી શંકાઓનું સમાધાન કરી જવાનું છે. હવે તને કહું છું, કે અજ્ઞાની અને આત્મજ્ઞાની વચ્ચે ફેર એટલો જ છે, કે આત્મજ્ઞાની એ વિકારો દેહના છે ને દેહની

સાથે મારે કાંઈ સંબંધ નથી એમ નિશ્ચયપૂર્વક જાણે છે; જ્યારે અજ્ઞાની દેહ તથા આત્માને જુદા જાણતો નથી તેમ જ તેને દેહાભિમાન હોવાને લીધે એ વિકારોને પોતાના માની લે છે. તે જ મોટો ફરક છે. તું આત્મજ્ઞાનીનું લક્ષણ જાણવા માગે છે, પરંતુ તે પહેલાં તારે આત્માનું લક્ષણ જાણવું જોઈએ.

સાધક—આપ કહો છો, કે એ તો મન, વાણી, ઇંદ્રિયથી અગોચર એટલે ન જાણી શકાય તેવો છે; તો પછી આત્માનું લક્ષણ શી રીતે જાણવું?

સંત—એમ જ છે તો પછી આત્મજ્ઞાનીનું લક્ષણ પણ શી રીતે કહી શકાય? કારણ કે આત્મા તો કોઈ પણ જાતના લક્ષણ રહિત છે અને આત્મજ્ઞાની પણ તેવો જ છે. ઇંદ્રિયાદિકના ધર્મો પોતે પોતાને વિષે માનતો નથી અને ઇંદ્રિયો પોતાને વશ રહે તેથી લાભ રહે કે ન રહે પણ પોતે હાનિ માનતો નથી. એ માટે ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે, કેઃ—

समाहितैः कः करणैर्गुणात्मभिर्गुणे भवेन्मत्सुविविक्तधाम्नः ।
विक्षिप्यमाणैरुत किं नु दूषणं घनैरुपेतैर्विगतै रवेः किम् ॥
ભા. ૧૧. ૨૮–૨૫

આત્મજ્ઞાનીને ઇંદ્રિયોથી ગુણ કે દોષ કાંઈ લાગતો નથી. જે પુરુષ આત્માને એટલે મારા સ્વરૂપને યથાર્થ જાણે છે, તેને ઇંદ્રિયો અધીન રહે છે; તેથી તેને અનુકૂળ ઇંદ્રિયોથી કોઈ જાતનો ગુણ થતો નથી; તેમ ઇંદ્રિયોના વિક્ષેપથી હાનિ થતી નથી—જેમ આકાશમાં વાદળાં આવવા અને જવાથી સૂર્યને કાંઈ વિક્ષેપ જણાતો નથી તેમ.

સાધક—હવે જો એમ જ હોય કે કાંઈ કરવાનું નથી, ફક્ત સમજવાનું જ છે; તો તે છતાં શ્રીકૃષ્ણે કહ્યું છે, કેઃ—

समदुःखसुखः स्वस्थः समलोष्टाश्मकांचनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिंदात्मसंस्तुतिः ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारंभपरित्यागी गुणातीतः स उच्यते ॥

ગી૦ અ૦ ૧૪; શ્લો૦ ૨૪, ૨૫

સુખદુઃખ જેને સમાન છે, જે આત્મદૃષ્ટિમાં સ્થિત છે, માટી, પથ્થર કે સુવર્ણ જેને મન સરખાં જ છે, પ્રિય અને અપ્રિયમાં જે સમાન દૃષ્ટિવાળો છે, જે ધૈર્યવાન છે અને જેને નિંદાસ્તુતિ પણ સમાન છે; વળી જેને માન–અપમાન પણ સરખાં છે, કોઈ શત્રુ કે મિત્ર નથી અને જેણે સર્વ આરંભકર્મનો ત્યાગ કરેલો છે, તે જ ગુણાતીત એટલે ત્રણે ગુણોથી પર થયેલો ગણાય છે.

આમ કહેલું છે, તોપણ તમે કહો છો કે કાંઈ કરવાનું નથી; પણ ઉપર જણાવેલી સ્થિતિ થયા સિવાય જ્ઞાની કેમ કહેવાય? વળી ભગવદ્ગીતાના બીજા અધ્યાયમાં શ્લોક ૫૬ થી ૬૩ સુધીમાં કહ્યું છે, કે આત્મજ્ઞાનની ઇચ્છાવાળાએ જરૂર ઇંદ્રિયનિગ્રહ કરવો જ જોઈએ, નહિ તો આત્મજ્ઞાન થતું નથી. તેમ જ કહ્યું છે, કે—

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शांतिरशांतस्य कुतः सुखम् ॥ ગી૦ ૨–૬૬

'જેણે ઇંદ્રિયનિગ્રહ કર્યો નથી. તેને આત્મજ્ઞાન જ હોતું નથી; તેમ તેવા મનુષ્યથી પરમાત્માનું ધ્યાન થઈ શકતું નથી; અને પરમાત્માના ધ્યાન સિવાય શાંતિ થતી નથી અને શાંતિ વિના સુખ તો હોય જ ક્યાંથી?'

સંત—એ તું સમજી શક્યો નથી. એ તો આત્મજ્ઞાનના માર્ગમાં સ્થિત કરવા માટે શ્રીકૃષ્ણે અર્જુનને કર્મઉપાસનાના

માર્ગે લઈ જઈ જ્ઞાન બતાવવાની યુક્તિ કરેલી છે; કારણ કે ભગવાને જોયું, કે સ્વરૂપની બાબતમાં અર્જુનની બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી તેથી જ એમ કરવાની જરૂર પડી હતી; અને તેથી જ કહેલ છે, કે:—

नान्यं गुणेभ्यः कर्तारं यदा द्रष्टानुपश्यति ।
गुणेभ्यश्च परं वेत्ति मद्भावं सोऽधिगच्छति ॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येव योऽवतिष्ठति नेंगते ॥

ગી૦ અ૦ ૧૪. શ્લો૦ ૧૯ ને ૨૩

'જ્યારે વિવેકી મનુષ્ય બુદ્ધિ આદિ બદલાયેલા ગુણોથી ભિન્ન કર્તા બીજો કોઈ નથી એમ જુએ છે અને ગુણોથી તેનો સાક્ષી આત્મા જુદો છે એમ જાણે છે, ત્યારે તે બ્રહ્મને પામી શકે છે.'

'ઉદાસીનની પેઠે સાક્ષીરૂપે રહેલો સુખદુઃખ આદિથી જે ચલિત થતો નથી પરંતુ ગુણો જ સુખદુઃખાદિક કાર્યોને વિષે વર્તે છે, તેની સાથે મારે કાંઈ સંબંધ નથી.'

તેઓ એવા જ્ઞાન વડે સ્થિર રહે છે. તું કહે છે તેમ માન–અપમાન જેને સરખાં છે તેને જ્ઞાની કહેવો. તો પછી સનકાદિક જેવા જે પરમજ્ઞાની ને જ્યારે શ્રીવિષ્ણુના દ્વારપાળો જયવિજયે વૈકુંઠમાં જતાં રોકયા હતા; ત્યારે પોતાનું અપમાન થયું માની ક્રોધાવેશમાં શાપ આપ્યો; આમ તેમને માન–અપમાન લાગ્યું અને તેને લીધે ક્રોધ પણ થયો. આ વાત શ્રીમદ્ ભાગવતના ત્રીજા સ્કંધના ૧૫મા અધ્યાયમાં છે. આવા પરમપૂજ્ય ગણાતા અને ભગવદ્ભક્ત સનકાદિકોને પણ દેહના ધર્મો છૂટ્યા નથી, તો બીજાની તો શું વાત કરવી ? માટે આ ઉપરથી સમજવાનું છે, કે એ સર્વ ધર્મો દેહના જ છે. વળી

માટી અને સુવર્ણની બાબતમાં જેને સમદૃષ્ટિ થઈ હોય, તે જ જ્ઞાની ગણાય એમ ભગવાન શ્રીકૃષ્ણે કહ્યું છે; છતાં ભગવાન પોતે સ્વયંતક મણિ મેળવવા માટે શતધન્વાને મારીને મણિ મેળવ્યો હતો. શું પરમાત્મા શ્રીકૃષ્ણ એવા હજારો મણિઓ પેદા કરી શકે તેમ નહોતા ? પરંતુ તેમ નથી. પરમાત્મા કૃષ્ણ જેવાને પણ દેહના ધર્મો છૂટ્યા નથી. આ વાત શ્રીમદ્‌ભાગવતના દશમ સ્કંધ ઉત્તરાર્ધના ૫૭ મા અધ્યાયમાં છે. તેમ જ બૃહદારણ્યક ઉપનિષદમાં પણ ચોથા અધ્યાયના ૧૩મા શ્લોકમાં યાજ્ઞવલ્કય મુનિએ મૈત્રેયીને કહ્યું છે, કે ભૂતોના નાશની પછી જ જીવભાવ વિનાશ પામે છે. યથાર્થ રીતે શરીરત્યાગ કર્યા પછી ‘આ મારું ઘર છે હું સુખી છું’ એવું વિશેષ જ્ઞાન રહેતું નથી; એટલે પૂર્ણ જ્ઞાન થયા પછી પણ શરીરના ભાવો શરીર હોય છે ત્યાં સુધી જતા નથી; એ ભાવો શરીરની સાથે અંતઃકરણ નષ્ટ થયા પછી જ નાશ પામે છે; પરંતુ હૃદયગ્રંથિ તો જ્ઞાન થયાની સાથે જ ભેદાઈ જાય છે.

भिद्यते हृदयग्रंथी च्छिद्यन्ते सर्व संशयाः ।
क्षीयन्ते चास्य कर्माणि तस्मिन्दृष्ट परावरे ॥

પરમાત્માને જાણી શકાય છે, અથવા આત્મસાક્ષાત્કાર થાય છે ત્યારે હૃદયગ્રંથિના સર્વ સંશયો છેદાય છે; આ પ્રમાણે હોવા છતાં ભેદ થાય તોપણ શરીર શરીરનો ધર્મ બજાવે છે, એમ જાણી તારે એ શરીરના ધર્મો તારા પોતાના એટલે આત્માના છે એમ જાણવું નહિ; કારણ કે જો તે ધર્મો આત્માના હોય તો આત્મા અખંડ છે, સુષુપ્તિ અગર ગાઢ નિદ્રામાં એ ધર્મો દેખાતા નથી અને આત્મા તો તે વખતે પણ છે જ. માટે સર્વ ધર્મો બુદ્ધિ આદિકના તેમ જ મનના છે અને આત્મામાં દેખાય છે એવું જણાય છે. એ બાબતમાં બુદ્ધિમાં

આત્માના ધર્મો કેવી રીતે દેખાય છે તે શ્રી કૃષ્ણ ભગવાને બહુ સારી રીતે બતાવેલું છે.

नृत्यतो गायतः पश्यन्यथैवानुकरोति तान् ।
एवं बुद्धिगुणान्पश्यन्ननीहोऽप्यनुकार्यते ॥
यथाम्भसा प्रचलता तरवोऽपि चला इव ।
चक्षुषा भ्राम्यमाणेन दृश्यते भ्रमतीव भूः ॥

ભા: ૧૧. અ૦ ૨૨, શ્લો૦ ૫૨, ૫૩

નાચતા અને ગાયન કરતા માણસને જોનારો માણસ તેમાં રહેલા સ્વર, તાલ તથા શૃંગારાદિક રસનું પોતાના મનમાં સમાવર્તન કરે છે; તેમ બુદ્ધિના ગુણોને જોતો અકર્તા માણસ પણ તે ગુણોને પોતામાં માની લે છે, એટલે અકર્તા છતાં પોતાને કર્તા માને છે.

જેમ જળમાં ઊભેલાં વૃક્ષો જળના હલવાથી હલતાં દેખાય છે, તેમ અંતઃકરણને જન્મમરણાદિક થવાથી તેમાં પ્રતિબિંબ થયેલ આત્મા જન્મમરણ પામતો હોય તેમ દેખાય છે.

સાધક—દેહના ધર્મો આત્મામાં આરોપિત છે અને અજ્ઞાનથી દેહાધ્યાસને લીધે આત્મામાં દેખાય છે; એ બાબત આપે બહુ જ સરસ રીતે સમજાવી તોપણ એક શંકા રહે છે તેનું સમાધાન કરશો? આપે કહ્યું તેમ હોય, તો આત્મજ્ઞાન થયું હોય તેવો માણસ કઈ આંખથી કોને જુએ? કયા કાનથી કોને સાંભળે? એવો જ્ઞાની માણસ કાંઈ પણ ચેષ્ટા રહિત થવો જોઈએ; છતાં આપ તો એમ જ કહ્યા કરો છો, કે કાંઈ કરવાનું નથી, પણ સમજવાનું છે; પણ જ્ઞાનીને કાંઈ પણ વ્યવહાર દેખાય નહિ અથવા સંભળાય નહિ, ત્યારે જ તેને જ્ઞાની કહેવો જોઈએ; કારણ કે જ્યાં સુધી દ્વૈતભાવ રહે ત્યાં સુધી જ્ઞાની

કહેવાય નહિ. જેમ રાત્રિનો અંધકાર દૂર કર્યો સિવાય સૂર્ય ઉદય થતો નથી, તેમ દ્વૈતભાવનો નાશ થયા વગર આત્મજ્ઞાન થઈ શકતું જ નથી, એમ હું તો માનું છું.

સંત—દ્વૈતની ભાંજગડથી ખુરશી, ટેબલ કે જડ પદાર્થો બધા બ્રહ્મજ્ઞાની કહેવાય, એમ તારા કહેવા ઉપરથી સિદ્ધ થાય છે; કારણ કે જડ પદાર્થોને દ્વૈતની ઉપાધિ દેખાતી નથી. વળી જ્ઞાનીને શારીરિક વ્યથા અગર સાધારણ જીવજંતુ કરડશે, તો તેનું શરીર હાલશે–ચાલશે અગર વ્યથા પામશે; પરંતુ જડ પદાર્થોને તેમાંનું કાંઈ થશે નહિ. માટે તારા કહેવા પ્રમાણે ખુરશી, ઘડો વગેરે જડ પદાર્થો પણ બ્રહ્મજ્ઞાની ગણાય એમ તારું કહેવું છે, ખરું ?

સાધક—ત્યારે શું મહારાજ, હું સમજી શકતો નથી ?

સંત—જો તારા વિચાર પ્રમાણે માનીએ, તો સુષુપ્તિને પણ બ્રહ્મજ્ઞાન કહેવાય; પરંતુ તેમ નથી. કેવળ આત્મજ્ઞાન જ બ્રહ્મવિદ્યા છે, એમ માનવું એ જ ઉત્તમ છે. માટે તું પણ એમ જ જાણ.

સાધક—ઘણાએક મૂર્ખાઓ આત્મજ્ઞાનીઓ ઉપર આક્ષેપ કરે છે, કે જેને બ્રહ્મજ્ઞાન થયું હોય તેને અભક્ષાભક્ષ કરવામાં કાંઈ હરકત નથી; તેમ જ અગમનાગમન કરવામાં અડચણ નથી. આવા કુતર્કો કરે છે, તેનું કેમ ?

સંત—એવા જે કુતર્કો કરતા હોય તેવા મૂર્ખાઓ તો જ્યાં જોઈશું ત્યાં નજરે પડશે. આવા આત્મજ્ઞાની–બ્રહ્મજ્ઞાનીઓનો તોટો નથી. કારણ કે સૂવરો, શ્વાન કે ગધેડા જ અભક્ષાભક્ષને માનતા નથી તેમ જ અગમનાગમનનો તફાવત દેખી શકતા નથી; એટલે એ શ્વાન કે ગધેડા જેવા જે બ્રહ્મજ્ઞાનીઓ હોય, તેઓ તેવું આચરણ કરી પૂર્ણ બ્રહ્મજ્ઞાની

હોવાનો સંતોષ ભલે માને; પણ તેમને માટે ચોરાશી લક્ષ યોનિઓ તૈયાર છે.

સાધક—મહારાજ, એમ કેમ કહો છો? ભગવાને કહ્યું છે, કે:—

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पंडिताः समदर्शिनः ॥ ગી. ૫-૧૮

'વિદ્યા અને વિનયવાળા બ્રાહ્મણમાં, ગાયમાં, હાથીમાં, ચાંડાલમાં કે શ્વાન વગેરેમાં સમદૃષ્ટિ કરનારા બ્રહ્મજ્ઞાનીઓ કહેવાય છે' એમ કહેલું છે.

સંત—હા, તે શું ખોટું કહ્યું છે? મનુષ્ય સ્વાર્થ નિમિત્તે પોતાની ઇચ્છાને અધીન થઈ યથેષ્ટ આચરણ કરે છતાં આત્મજ્ઞાનીમાં ખપવાનો દંભ કરે, તેથી કાંઈ આત્મજ્ઞાની ગણાઈ શકે કે થઈ શકે નહિ. ઉપર તેં જે શ્લોક કહ્યો છે, તેમાં સ્પષ્ટ સૂચવેલું છે, કે બ્રાહ્મણ, હાથી, ગાય, શ્વાન કે ચાંડાલમાં આત્મજ્ઞાનીઓ સમદર્શી હોય તે બરાબર છે; કારણ કે સર્વ શરીરો પંચભૂતનાં છે અને તેમાં રહેલો આત્મા સર્વમાં એક જ વ્યાપી રહેલો છે, એટલે વાસ્તવિક રીતે સર્વ સમાન જ છે. બાકી તે સિવાયના જે ભેદ દેખાય છે, તે તો માત્ર કલ્પિત નામ-રૂપાત્મક જ છે, સિવાય કાંઈ નથી. પૂર્વે એક સમયે ભગવાન આદ્યશંકરાચાર્ય પોતાના શિષ્યો સહિત ગંગાકિનારે સ્નાનસંધ્યાદિક કાર્ય કરવા માટે પધારતા હતા. રસ્તામાં ભયાનક કૂતરાઓથી વિંટળાયેલો ચાંડાલ તેમની સામે ચાલ્યો આવતો જણાયો. છેક નજીક આવ્યો એટલે ભગવાન શંકરાચાર્યે કહ્યું, કે 'દૂર જા.' એમ કહેતાંની સાથે જ ચાંડાલે ઉત્તર આપ્યો, કે 'હે યતિશ્રેષ્ઠ! તમે 'દૂર જા'

એમ કોને કહો છો? આ ચાંડાલરૂપી દેહને કહો છો, કે એ દેહમાં રહેલા આત્માને કહો છો? જો એ દેહને કહેતા હો, તો તે પંચભૂતાત્મક છે. તમારો દેહ પણ પંચભૂતાત્મક છે. જો તેની અંદર રહેલ આત્માને કહેતા હો, તો તે પણ આપના દેહની અંદર જે આત્મા છે તેનાથી તે જુદો નથી જ. આપ કહો છો તે વાસ્તવિક નથી; કારણ કે આ દેહથી આપનો દેહ કઈ રીતે શ્રેષ્ઠ છે? વળી આત્મા તો એક, અખંડ, સર્વવ્યાપી અને અસંગ છે; એટલે સર્વ ઠેકાણે સર્વ શરીરોને વિષે એ જ છે. બ્રાહ્મણ કે ચાંડાલનો ભેદ આપના જેવા આત્મજ્ઞાનીને ઘટતો નથી. આપ તો સમસ્ત જગતમાં અદ્વૈત-વાદનું પ્રતિપાદન કરવાવાળા છો છતાં આપ ભેદ સ્વીકારો છો તે યોગ્ય નથી. સૂર્યનું પ્રતિબિંબ મદિરા કે અમૃતને વિષે પડયું હોય, તેથી સૂર્યને કાંઈ પ્રત્યવાય નડતો નથી; તેવી રીતે આત્મા હરકોઈ શરીરને વિષે રહ્યો હોય છતાં તે સૂર્યની પેઠે અસંગ હોઈ તેને પણ કાંઈ પ્રત્યવાય લાગતો જ નથી. માટે હે યતીશ્વર! 'હું બ્રાહ્મણ છું અને આ ચાંડાલ છે' માટે 'દૂર જા' એવો આગ્રહ રાખવો એટલે દેહાભિમાન રાખવું આપને યોગ્ય નથી. દેહ ક્ષણભંગુર છે, જેને માટે આપ જેવા અદ્વૈતમતવાદી અભિમાન રાખે તે અનુચિત છે. આ પ્રમાણે ચાંડાલનું યથાર્થ કહેવું સાંભળી ભગવાન શંકરાચાર્ય વિસ્મય પામતાં કહેવા લાગ્યા, કે 'હે ભાઈ! આ લોકમાં વિષયોનો અનુભવ કરતી વખતે જે જે વિષયનું જ્ઞાન થાય છે, તે સર્વ મિથ્યા ભૂત-ઉપાધિઓનો બાધ કરતાં અવશિષ્ટ રહેલું જ્ઞાન માત્ર હું છું-મારાથી અતિરિક્ત કોઈ નથી એવી જેની બુદ્ધિ હોય તે મારો ગુરુ છે. એ ઉપરથી 'દૂર જા' એમ જે કહ્યું છે, તે તારા દેહને કે આત્માને દૂર કરવાના હેતુથી કહ્યું નથી

પરંતુ તે દેહના તાદાત્મ્યધ્યાસને દૂર કરવાના હેતુથી જ કહ્યું છે. જો તાદાત્મ્યધ્યાસ ન હોય, તો તું પણ મારો ગુરુ છે. આ વાત શ્રી શંકરદિગ્વિજયમાં સારી રીતે વર્ણવેલી છે.

સાધક—આપ મારી શંકાઓનું સમાધાન કરતા જાઓ છો, તેમ તેમ મને નવી નવી શંકાઓ ઉદ્‌ભવે છે; એટલે એ બધી શંકાઓ એક પછી એક આપને જણાવી તેનું પણ સમાધાન આપની પાસે કરાવી લઇશ. આપના કહેવા ઉપરથી મને એક બાબતનો વિરોધાભાસ જણાય છે. આપણા શાસ્ત્રોએ યોગનું પ્રતિપાદન કરેલું છે; અને તેના વડે બ્રહ્મજ્ઞાન થાય છે એમ જણાવેલું છે; અને તેમાં એક પછી એક એમ સાત ભૂમિકાઓ ગણાવી છે. વળી કહ્યું છે, કે છઠ્ઠી તથા સાતમી ભૂમિકાએ પહોંચેલા માણસને દેહભાન રહેતું નથી. તેવી છઠ્ઠી ભૂમિકાવાળાને જ્ઞાન થયું કહેવાય છે; અને આપના કહેવા પ્રમાણે તો આત્મજ્ઞાન જ અપરોક્ષ બ્રહ્મજ્ઞાન છે તો પછી ભૂમિકાઓ વિષે શું સમજવું ?

સંત—એ તારું કહેવું ખરું છે. કેટલેક ઠેકાણે એ ભૂમિકાઓનું પ્રતિપાદન કરેલું છે ખરું, પણ દેહભાન ન રહે એટલે બેભાન અવસ્થાવાળાને જ બ્રહ્મજ્ઞાન થયું ગણાય એમ માની શકાય એવું નથી.

દેહનો જે તાદાત્મ્યધ્યાસ થયેલો છે, તે ત્રણે કાળમાં નથી એમ નિશ્ચય કરવો એને જ જ્ઞાન કહે છે. હૃદયગ્રંથિનો છેદ થવાથી તો ભ્રાન્તિ દેહના અધ્યાસથી થયેલી છે એવું ભાન થાય છે; અને ત્યારે તે દેહના ધર્મો પોતાના નથી એમ જાણે છે. આમ છે તો પછી તેં જણાવી તે સાત ભૂમિકાઓ પણ દેહને લઈને છે; અને દેહની સાથે તારે તો કાંઈ સંબંધ નથી તેથી તે દેહ વડે થયેલી ભૂમિકાઓ સાથે તારે શું સબંધ ?

સાધક—આ માટે બીજો કોઈ શાસ્ત્રપુરાણનો કાંઈ ખુલાસો છે, કે આપ પોતે જ એમ કહી શકો છો?

સંત—હું તને શાસ્ત્રાધારે તેમ જ મારા અનુભવ વડે કહું છું; અને તેનું પ્રમાણ તારે જોઈતું હોય તો તે પણ કહું છું, કે આ વિષેની ચર્ચા બહુ સારી રીતે મહાભારતના શાંતિપર્વમાં મોક્ષધર્મના ઉત્તરાર્ધમાં રાજા જનકવિદેહી તથા વશિષ્ઠઋષિ, જનક અને યાજ્ઞવલ્કય, જનક અને સુલભાના સંવાદનો મુખ્ય ભાગ તને કહું છું. તે ધ્યાનપૂર્વક સાંભળીને મનન, નિદિધ્યાસન કરીશ, તો તારા મનનું અવશ્ય સમાધાન થઈ જશે. યાજ્ઞવલ્કય કહે છે: 'હે જનક! જે કૈવલ્ય વસ્તુ છે તે પોતાને વિષે જ સ્થિત છે, તેને જાણીને તથા પૂર્વ-કર્મ તથા તેની ઉત્પત્તિનું કારણ બુદ્ધિની વૃત્તિ જે તેને પ્રકાશ કરે છે તેને લિંગ શરીરને વશ રહેલી જાણીને જે મધ્યસ્થ આત્મા કે જેને વિષે પાપ છે જ નહિ તેને અસંગ જાણવો.' જ્યારે એક જ કર્મ થકી સ્થૂલ શરીરના કર્મની અનુવૃત્તિને લીધે સ્વપ્નપ્રપંચનો ભાસ થાય છે, ત્યારે આત્મા પણ અસંગ છે એમ જણાય છે; તેમ જ જાગ્રતરૂપી ભ્રમમાં પણ વિષયની વાસનાવાળાઓને કર્મ એ જ ભ્રમનું કારણ છે અને આત્મા અસંગ છે, છતાં આત્માને લીધે ઇંદ્રિયાદિક રહેલાં છે એમ ભ્રમથી જણાય છે. તાત્પર્ય એ જ છે, કે જેમ સ્વપ્નમાં એક જ આત્મા વાસનારૂપી બળથી જગતરૂપ થઈને દેખાય છે પરંતુ તે અસંગ છે, તેવી જ રીતે જાગ્રતમાં પણ પૂર્વજન્મની વાસનાના બળ વડે જગતરૂપી જણાય છે પરંતુ તે તો અસંગ જ છે.' વસિષ્ઠજી જનકને કહે છે: 'સર્વ વિકારો ક્ષય થયા બાદ સત્તા માત્ર બ્રહ્મ હું છું એવી રીતે બ્રહ્મપણાને પામવું તેનું નામ મોક્ષ. મૂળ પ્રકૃતિનો લય થયા સિવાય

મનુષ્ય વારંવાર જન્મમરણ પામે છે તેનું કારણ એ જ, કે જન્મમરણ થવામાં કારણભૂત મૂળ પ્રકૃતિ જ છે. એ મૂળ પ્રકૃતિનો લય થવો એનું નામ જ મોક્ષ થયો કહેવાય. તે જ આનંદાત્મક વસ્તુ જડ ચૈતન્યના યોગથી પિંડબ્રહ્માંડક થાય છે તેથી તે તે પિંડને વિષે 'આ દેહ હું છું, આ દેહ મારો છે' એમ અહંમમતા કરવાથી જીવ તેને વિષે જ ભમે છે. હવે એ અહંતામમતા કરાવનારો જીવ કોણ છે? એ શંકાના નિવારણ માટે કહે છે, કે છવીસમો મહાન આત્મા છે, કે જે નિર્મળ અને અત્યંત શુદ્ધ છે છતાં અજ્ઞાનને લીધે પોતાને મલિન માને છે, જેથી ક્રમે કરીને શુદ્ધ ચેતન અને અશુદ્ધ પ્રકૃતિના યોગથી તે અશુદ્ધ થાય છે. એનું સેવન રહેવાથી અગર કરવાથી જ્ઞાની પણ અજ્ઞાની જેવો થઈ જાય છે; અને તે જ પ્રમાણે આત્મા પણ અજ્ઞાનાવસ્થામાં પરોવાયેલો હોઈ તેમ જ ત્રિગુણાત્મક પ્રકૃતિનું સેવન કરવાથી તે પણ ત્રણ ગુણવાળો દેખાય છે. જનક કહે છેઃ 'હે ભગવન્! ઉપર આપે કહ્યું, કે પ્રકૃતિનો લય થવાથી મોક્ષ થાય છે. અક્ષર અને ક્ષર એ બન્નેનો સંબંધ તો સદૈવ છે જ. સ્ત્રી-પુરુષનો સંબંધ જગતોત્પત્તિ માટે આવશ્યક છે. માત-પિતાના જે ગુણો સંતાનમાં ઊતરે છે-અસ્થિ, સ્નાયુ અને મજ્જા, એ પિતાનો વારસો; અને ત્વચા, માંસ, રુધિર એ માતાનો વારસો છે; એમ હું તો જાણું છું, તેમ જ વેદશાસ્ત્રમાં પણ એમ જ કહેલું છે. એવી જ રીતે એકબીજાના અરસપરસ ગુણોનો આશ્રય હોવાથી પ્રકૃતિ અને પુરુષ પણ અન્યોન્ય બંધાયેલાં છે. એટલે મને એમ જણાય છે, કે મોક્ષધર્મ પણ નથી; કારણ કે ચિત્ત અને અચિત્ત, ચૈતન્ય, જડતા અને પ્રકૃતિ એ બધાં એવાં ગૂંથાયેલાં છે, કે કદી છૂટાં પડી શકે જ નહિ;

તેથી સાક્ષાત્કાર થાય તેવું કોઈ દૃષ્ટાંત હોય તો મને કહો.' તેથી વસિષ્ઠજી કહે છે, કે 'હે રાજન્! તમોએ જે વેદ-શાસ્ત્રનું દૃષ્ટાંત આપ્યું, તે પ્રમાણે તમો પ્રમાણ માનો છો, તે યથાર્થ છે; પરંતુ ચિત્ત અને અચિત્તનો ત્રિકાલિક સંબંધ તમે જાણતા નથી. સાંખ્યાચાર્યો અને યોગચાર્યો તે તત્ત્વને યથાર્થ રીતે જાણી શક્યા છે. યોગશાસ્ત્રને જાણનારા આચાર્યો જે જાણે છે, તે જ તત્ત્વ સાંખ્ય વડે જાણી શકાય છે. જે પુરુષ સાંખ્ય અને યોગ એક જ છે એમ જાણે છે, તે જ બુદ્ધિમાન છે એમ જાણવું. ત્વચા, માંસ, રુધિર, મેદ, પિત્ત, મજ્જા, સ્નાયુ અને સઘળી ઇંદ્રિયો–એ સર્વે માત–પિતાથી ઉત્પન્ન થાય છે એમ તમે માનો છો; પરંતુ જેમ એક બીજમાંથી બીજું બીજ ઉત્પન્ન થાય છે, તેમ ઇંદ્રિયો સહિત સપ્ત ધાતુઓ બીજમાંથી ઊપજે છે. પરંતુ કાંઈ એ કાર્યથી બે બીજ ઉત્પન્ન થઈ શકતાં નથી. આત્મા તો ઇંદ્રિય વિનાનો અને દેહાદિ વિનાનો અને નિર્ગુણ છે; માટે એનાથી શી રીતે ગુણ ઉત્પન્ન થઈ શકે? એથી ગુણોને વિષે જ ગુણો ઊપજે છે અને તેમાં જ લય થાય છે એમ સમજવું. એ મુજબ જ પ્રકૃતિમાંથી ગુણની ઉત્પત્તિ છે અને પ્રકૃતિમાં જ ગુણોનો લય થાય છે. ત્વચા, માંસ, રુધિર, મેદ, પિત્ત, મજ્જા, અસ્થિ, સ્નાયુ, અને વીર્ય–એ પ્રકૃતિમાંથી જ ઉત્પન્ન થયાં છે. અજ્ઞાનથી અંતઃકરણમાં ચિત્તનું જે પ્રતિબિંબ છે, તે જીવ ગણાય છે; પરંતુ આત્મા તો જીવ અને જગત એ બન્નેથી વિલક્ષણ છે, જુદો છે. ઋતુઓ જેમ અમૂર્ત છે છતાં તેનાં પરિણામે ફળ, ફૂલ વગેરે થાય છે, તેમ દૃશ્ય વસ્તુનો પ્રકાશ કરવા વડે દૃષ્ટિના દેવ સૂર્યનું અનુમાન થાય છે; તેમ જ વસ્તુનો પ્રકાશ કરનાર ચિદાત્માનું પણ છે. જેમ દૃષ્ટિમાં સૂર્યનો સંબંધ છે, તેમ પ્રત્યેક જડ વસ્તુ સાથે આત્માનો

સંબંધ છે; અને જેમ દૃશ્ય વસ્તુના વિકારવડે સૂર્ય વિકાર પામતો નથી, તેમ જડ વસ્તુના વિકારીપણાથી આત્માને પણ કાંઈ બાધ નડતો નથી; એવી રીતે આત્મા અનાદિ, અંત રહિત સર્વદર્શી અને વિકાર રહિત છે છતાં ગુણોને લીધે કેવળ દેહાભિમાન વડે જ પોતે ગુણવાળો હોય એમ દેખાય છે. દેહાદિક આકારમાં પ્રતિબિંબિત થઈને તેમાંના સુખદુઃખાદિને પોતાને વિષે જાણે છે. પણ જે ગુણને જાણનાર છે તેઓ તો એમ જાણે છે, કે ગુણવાળાને ગુણ હોય; પરંતુ ગુણ વગરનાને ગુણહોય જ ક્યાંથી ? કારણ કે આત્મા નિર્ગુણ છે. આમ હોવાથી જીવ અને આત્માને અભેદરૂપે પ્રતિપાદન કરનારું શાસ્ત્ર જ ખરું છે. એનો ટૂંકમાં ભાવાર્થ એ છે, કે **પાંચ જ્ઞાનેંદ્રિય, પાંચ કર્મેંદ્રિય, પાંચ ભૂત, પાંચ વિષય, ચાર અંતઃકરણ** તથા **પ્રકૃતિ,** એ પચીસેમાં દ્રવ્ય વિષયનું જે જ્ઞાન થાય છે, તે જ **આત્મા** છે અને એ છવીશમું તત્ત્વ છે.× એ પચીસ તત્ત્વથી પર છે અને એનો બીજાં તત્ત્વની પેઠે જન્મ નથી પરંતુ સ્વયં છે જ. એથી જ સાંખ્યાચાર્યો જીવ અને આત્માનો ભેદ માનતા નથી. દાખલા તરીકે માછલું જેમ પાણીમાં નિવાસ કરતું હોવાથી

× **પાંચ જ્ઞાનેંદ્રિય**–શ્રોત્ર, ત્વચા, ચક્ષુ, જિહ્વા અને ઘ્રાણ; **પાંચ કર્મેંદ્રિય**–વાચા, હાથ, પગ, શિશ્ન અને ગુદા; **પાંચ ભૂત**–પૃથ્વી, જળ, તેજ, વાયુ અને આકાશ; **પંચ વિષય** શબ્દ, સ્પર્શ રૂપ, રસ અને ગંધ; **ચાર અંતઃકરણ**–મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર... ઉપર મુજબ ચોવીસ તત્ત્વ થયાં, તેમાં **પ્રકૃતિ** અને **આત્મતત્ત્વ** મળીને કુલ છવીસ થયાં. છવીસમું આત્મતત્ત્વ તેને ઉપર જણાવેલાં પચીસ તત્ત્વો સાથે કાંઈ પણ સંબંધ નથી; કારણ કે એ પચીસ અનાત્મતત્ત્વો હોઈ શરીર સાથે સંબંધ રાખે છે, જ્યારે આત્મતત્ત્વ શરીર સાથે સંબંધ રાખતું નથી.

તેનો પાણી સાથે સ્નેહ બંધાઈ જાય છે અને તેમાં રમણ કરે છે એટલે કે તેમાં વિહાર કરતાં ઉપર-નીચે આવે-જાય છે પરંતુ જે સમયે તે ડૂબકી મારીને નીચે ગયેલું હોય ત્યારે દેખી શકાતું નથી, તેમ આ જીવ પણ પ્રકૃતિથી નિવાસ કરી રહેલો હોવાથી તેને વિષે અભિમાન બંધાઈ જાય છે અને પોતે આત્માથી અભિન્ન છે એમ જોઈ શકતો નથી. પરંતુ જેમ પેલું માછલું જળમાંથી બહાર નીકળે છે, તેમ આ જીવ પણ બ્રહ્મજ્ઞાનના સંસ્કારવાળો થાય ત્યારે સંસારથી મુક્ત થાય છે. જીવદશામાં મરણાદિકનો ભય રહેલો છે અને આત્મદશામાં તે હોતો નથી. જીવદશામાં દેહાભિમાન હોય છે અને આત્મદશામાં હોતું નથી. આ પ્રમાણે જનકવિદેહીએ જ્યારે સાંભળીને નિશ્ચય કર્યો, ત્યારે સર્વ દૃશ્ય જગતને મિથ્યા જાણી ફક્ત બ્રહ્મનું જ ચિંતન કરવા લાગ્યા. હવે તને સુલભા અને જનકનો થોડો સંવાદ કહું છું. આત્મજ્ઞાની તરીકે જનક રાજાની પ્રશંસા સાંભળીને તેમની પરીક્ષા લેવા માટે સુલભા નામની એક મહાન વિદુષી સ્રી સંન્યાસીના વેષમાં જનકની કચેરીમાં ગઈ અને તેની સાથે ચર્ચા કરવા લાગી. જનકની પરીક્ષા કરવા માટે તે વખતે સુલભાએ જનકના શરીરમાં પ્રવેશ કર્યો. તેથી જનક રાજાએ તેને વર્ણસંકર કરનારી કહીને તેની નિંદા કરી. તેના ઉત્તરમાં સુલભાએ રાજા જનકને કહ્યું, કે 'હે રાજન્! મારા સરખી યોગિનીને તમારે વર્ણસંકર કહેવી ઘટતી નથી; કારણ કે તમે સર્વ શાસ્રોનો સત્સંગ દ્વારા ઉપદેશ લઈને આત્મપદને પામેલ છો, છતાં તમારા સરખા આત્મજ્ઞાનીને આવો ભ્રમ કેમ થયો? માટે મને લાગે છે, કે તમે જે શાસ્ર-શ્રવણ દ્વારા સત્સંગ કરેલો છે, તે સર્વે માત્ર દંભ જ જણાય છે. વળી વયમાં વૃદ્ધ થવા છતાં જ્ઞાને વૃદ્ધ થયા જણાતા નથી. જો તમે

સર્વ પ્રકારે પોતાને મુક્ત માનતા હો, તો મેં બુદ્ધિસત્ત્વ વડે તમારામાં પ્રવેશ કર્યો, તેમાં તમારું શું બગાડયું? આ શરીરના કોઈ પણ અવયવ વડે હું તમને અડકતી નથી, તમે મોટા કુળમાં જન્મેલા છો, લાજ–મર્યાદાવાળા છો, વળી દીર્ઘ-દર્શી છો; છતાં ભ્રમિત કેમ થયા એ સમજાતું નથી. તમારી સ્થિતિ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી હોય એમ જણાય છે. જો તમે બ્રહ્મજ્ઞાની હો તો બ્રહ્મસ્વરૂપ છો; દેહાભિમાન ટળી ગયેલું હોય એટલે પંચભૂતાત્મક સબંધ લય થઈ ગયેલ હોય અને આત્મસાક્ષાત્કારને લીધે સર્વ જગત બ્રહ્માકાર જણાતું હોય, તો સકળ સૃષ્ટિમાં બીજું કોઈ છે જ નહિ. તો પછી તમારા વિષે પ્રવેશ કોણે કર્યો? અદ્વૈતમાં દ્વૈતનો ભાસ કેમ થયો?'

આ પ્રમાણેનો સંવાદ સાંભળી તારી શંકાનું નિવારણ થયું કે નહિ?

સાધક—મહારાજ! આ સંવાદ તો બહુ ગૂઢાર્થવાળો તેમ જ રહસ્યમય તમો કહ્યો, એના વિચારથી મારી શંકાઓ મટી ખરી; પણ જેના માટે ખુલાસો થયો નથી તેવી શંકા પૂછું છું, કે મહાત્મા ભરતજી જેવા પોતાનું રાજ્યપાટ વગેરે ત્યજી જંગલમાં જઈ રહ્યા તેનું કારણ શું? આપ તો કહો છો તેમ આત્મજ્ઞાનીને સંસાર કે જંગલ સઘળું સમાન છે, છતાં તેઓ જંગલમાં શા માટે ગયા? જનક રાજા રાજ્યમાં રહી કારભાર કરતા છતાં વિદેહી કહેવાયા; અને ભરતજી કાંઈ જનકથી ઓછા જ્ઞાની નહોતા છતાં તેઓ જંગલમાં કેમ ગયા?

સંત—તું કહે છે તેવી રીતે જ ખરેખર ભરતજી રાજ્ય, લક્ષ્મી, સ્ત્રી, પુત્ર, પરિવાર સઘળું ત્યજીને જંગલમાં ગયા

હતા; પરંતુ માયાનું પ્રાબલ્ય કેટલું જબરું છે તે તું હજી જાણતો નથી. મહાસમર્થ ભરતજી કોઈથી ત્યજાય નહિ તેવું પોતાનું રાજપાટ, વૈભવ, ખાનપાન અને સ્ત્રીપુત્ર વગેરે સઘળું ત્યજીને જંગલમાં ગયા તોપણ તેમના ઉપર માયાએ પોતાનું બળ અજમાવ્યું. એક હરણના બચ્ચા માટે લઈને અંતકાળે સદ્‌ગતિ નહિ થતાં હરણનો અવતાર લેવો પડ્યો. તેઓ પરમહંસની ગતિને પામેલા હોવા છતાં હરણનું સ્મરણ રહેવાથી તેમની આવી દશા થઈ. માટે તે ઉપરથી સમજવાનું કે જ્ઞાન વિના ત્યાગ ટકી શકતો નથી–જ્ઞાન વિનાનો ત્યાગ એ તો હોલામાંથી ચૂલામાં પડવા જેવું થાય છે. એ જ ભરતજીએ શ્રીમદ્ ભાગવતના પંચમ સ્કંધના બારમા અધ્યાયના બારમા શ્લોકમાં રહૂગણ રાજાને કહ્યું છે, કે ‘હે રાજન્! સ્વરૂપનો લાભ એટલે આત્મસાક્ષાત્કાર કાંઈ વૈદિક કર્મ કરવાથી કે પ્રાણીઓને અન્ન આદિ આપવાથી, પરોપકાર કરવાથી, વેદાભ્યાસ કરવાથી, અગ્નિ, જળ કે સૂર્યની ઉપાસના કરવાથી થતો નથી; પરંતુ મહાપુરુષના ચરણરજની સેવાથી થાય છે. મહાપુરુષની સેવાથી જ્ઞાન પ્રાપ્ત થાય છે અને જ્ઞાનથી જ સ્વરૂપ સમજી શકાય છે. આ બાબતનું એક દૃષ્ટાંત કહું છું તે સાંભળ. વગર વિચારે અગર અપરિપકવ દશામાં ત્યાગ કરવાથી કેવું ફળ પ્રાપ્ત થાય છે, તે તું સમજી શકીશ. રાજા શિખિધ્વજ અને રાણી ચૂડાલા પતિપત્ની હતાં, મહાન જ્ઞાની હતાં, જ્ઞાની પુરુષોની સેવા કરવાવાળાં હતાં, પ્રજાનું પુત્રવત્ પાલન કરતાં હતાં. રાણી સ્વસ્વરૂપને પહોંચી ચૂકેલી હતી અને રાજા પહોંચ્યા નહોતા. સંતસમાગમથી તેમને લાગ્યું, કે ‘રાજપાટ, સ્ત્રી, પુત્ર, લક્ષ્મી વગેરેનો ત્યાગ કરી જંગલ જઈને પરમાત્માનું ભજન કરું, તો જ આત્મતત્ત્વને પામી શકાશે.’ આવો વિચાર કરી

જંગલ જવા તૈયાર થયા, રાણીએ સમજાવ્યા છતાં રોકાયા નહિ, તેમ કોઈ મહાત્મા કે જ્ઞાની પુરુષની સલાહ પણ લીધી નહિ અને ગાઢ અરણ્યમાં જઈ પર્ણકુટી બાંધી ત્યાં રહેવા લાગ્યા. થોડા જ વખતમાં તેમના મનમાં રાજ્ય, પુત્ર, પરિવાર, સ્ત્રી, લક્ષ્મી વગેરેના વિચાર આવવા લાગ્યા. મારી સ્ત્રી મારા વિના શું કરતી હશે ? તે કેમ રહી શકતી હશે ? દુશ્મન રાજા ચડાઈ કરી મારું રાજ્ય લઈ લેશે, તો ? અગર કોઈ ચોર-લૂંટારાઓ આવી ખજાનો લૂંટી જશે તો ? મારી પ્રજા સુખી હશે કે દુઃખી ? આવા બધા વિચારો આવવા લાગ્યા. રાજ્યમાં રહેલી રાણી ચૂડાલાને પણ રાજાનું સ્મરણ થવા લાગ્યું, તેથી તેણીએ વિચાર કર્યો, કે રાજા મારો તથા રાજ્યનો ત્યાગ કરી ગયેલા છે છતાં મને હર વખત યાદ આવ્યા કરે છે; એટલે મને એમ લાગે છે, કે રાજાને પણ જંગલમાં આવા જ વિચારો આવતા હોવા જોઈએ. જો તેમને આવા વિચારો ન આવતા હોત, તો મને પણ રાજા યાદ આવત નહિ. માટે મનોમન સાક્ષી પૂરે છે, કે રાજા જંગલમાં જઈ ઈશ્વરભજન કરવાને બદલે ઊલટા અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ થયા છે. નથી થતું અહીંનું કે નથી થતું ત્યાંનું-તેમનાં બન્ને બગડે છે. માટે રાજાને રાજ્યમાં લાવીને સમજાવવા જોઈએ-નહિ તો રાજાનું ઉભય બગડશે. આવો વિચાર કરીને રાણી ચૂડાલા સંન્યાસીનો વેષ ધારણ કરી પોતાના વાળની જટા બનાવી, ભગવી ઉલ્ફી પહેરી, દંડ ગ્રહણ કરી રાજાને શોધવા નીકળી પડી. શોધતાં શોધતાં જ્યાં રાજા પર્ણકુટી કરીને રહેતો હતો ત્યાં આવી પહોંચી. કોઈ સંન્યાસી મહાત્મા ચાલ્યા આવે છે, એમ માની પર્ણકુટીમાંથી બેઠેલ રાજા પર્ણકુટી બહાર આવ્યો. ત્યાં તો સન્યાસીના વેષમાં રાણી આવી પહોંચી. આવતાં જ રાજાએ નમસ્કાર કર્યા, કુશળ

વર્તમાન પૂછ્યા; રાણીએ યથાવિધિ ઉત્તર આપ્યા અને પછી બન્નેનો વાર્તાલાપ ચાલુ થયો.

રાણીએ પૂછ્યું:—મહારાજ! તમે આ ગાઢા જંગલમાં ક્યારના આવ્યા છો?

રાજા—મહારાજ! હું બે-ત્રણ મહિનાથી આવ્યો છું. હું મોટો રાજા હતો; સ્ત્રી, પુત્ર, કુટુંબ, રાજ્ય, લક્ષ્મી વગેરેનો ત્યાગ કરીને આત્મસ્વરૂપની પ્રાપ્તિ માટે હું આ જંગલમાં આવીને રહ્યો છું.

રાણી—અહો! ત્યારે તો તમે મોટા મહાત્મા અને મહાન ત્યાગી પણ છો.

રાજા—હા, મહારાજ, જેવી ઈશ્વરની ઇચ્છા. મેં તો એમની ઇચ્છાથી બધું છોડી દીધું છે.

રાણી—ઠીક; રાજાજી! આપ એમ માનો છો, કે આપે બધું છોડી દીધું છે; પણ મારા જોવામાં તો એવું આવે છે, કે આપે કાંઈ પણ ત્યજ્યું નથી.

રાજા—નહિ, મહારાજ, મેં તો બધું છોડી દીધું છે. હવે મારી પાસે કૌપીન, તુંબીપાત્ર, લાકડી અને આ ઘાસની બનાવેલી ઝંપડી છે-બીજું કંઈ નથી. જો આપની સલાહ થતી હોય, તો ઝૂંપડી પણ બાળી નાખું.

રાણી—ઠીક તો બાળી દો. એમાં શું?

(તરત જ રાજાએ પર્ણકુટીને અગ્નિ લગાડી સળગાવી મૂકી.)

રાજા—કેમ, મહારાજ, હવે હું ત્યાગી થયો કે નહિ?

રાણી—નહિ, મહારાજ, માત્ર ઝંપડી સળગાવી દેવાથી ત્યાગી ન બની જવાય.

રાજા—સારું, તો પછી આ લાકડી હજી બાકી છે; કહો તો તે પણ ફેંકી દઉં.

રાણી—સારું, ફેંકી દો.

(રાજાએ તે ફેંકી દીધી અને કહ્યું:-)

રાજા—મહારાજ, હવે ત્યાગી થયો કે?

રાણી—નહિ, મહારાજ, હજી પણ તમે ત્યાગી નથી થઈ શક્યા.

રાજા—તો પછી હવે તો મારી પાસે ફક્ત કમંડલ છે; એ સિવાય બીજું કંઈ પણ નથી. જો આજ્ઞા થાય તો ફોડી નાખું.

રાણી—સારું, ફોડી નાખો.

(તરત રાજાએ તુંબીપાત્રને ફેંક્યું અને ફૂટી ગયું.)

રાજા—કેમ, મહારાજ, હવે તો હું ત્યાગી થયો ને?

રાણી—નહિ, મહારાજ, હજી પણ તમે ત્યાગી નથી થઈ શક્યા.

રાજા—મહારાજ, તમે તો બહુ કરી! હવે તો મારી પાસે માત્ર કૌપીન છે, બીજું કંઈ નથી. જો આપની એવી આજ્ઞા થાય, તો તેને પણ ફેંકી દઉં.

રાણી—સારું, ફેંકી દો.

(તરત જ રાજાએ કૌપીન કાઢી ફેંકી દીધું.)

રાજા—કેમ, મહારાજ, હવે ત્યાગી થયો ને?

રાણી—નહિ-નહિ, મહારાજ, હજી પણ તમે ત્યાગી નથી થઈ શક્યા. શું એક ત્રણ તસુનું સૂતરનું કપડું ફેંકી દેવાથી ત્યાગી બની શકાય છે?

રાજા—મહારાજ, તમારાથી થાક્યો. હવે તો મારી પાસે કંઈ જ નથી, છતાં આપ તો એમ જ કહ્યા કરો છો, કે હજી તમે ત્યાગી નથી બન્યા; તો આપને વિનતિ કરું છું, કે ત્યાગી કઈ રીતે બની શકાય એ આપ જ કહો.

રાણી—જુઓ મહાત્મા, તમે રાજ્યપાટ, સ્ત્રી, પુત્ર, કુટુંબ બધું ત્યાગીને આત્મસાક્ષાત્કાર કરવા માટે જંગલમાં આવ્યા છો; તો અહીં પણ તમે તો એવું જ સ્મરણ કરતા હતા, કે 'મારી સ્ત્રી શું કરતી હશે? મારું રાજ્ય કોઈ શત્રુ રાજા જીતી લેશે તો? મારો ધનભંડાર કોઈ ચોર લોકો લૂંટી જશે તો?' આવા આવા ઘણા વિચારો તમે કરતા રહો છો, તો તમે જ કહો કે તમે શું તજ્યું? કંઈ જ નહિ.

એ પાંચ ભૂતના બનેલા શરીરથી વસ્તુઓનો ત્યાગ કરવો એ સાચો ત્યાગ નથી. તમ-તમારે રાજ્યમાં જાઓ, રાજ્ય કરો અને એવો નિશ્ચય કરો, કે આ બધું રાજ્યપાટ, સ્ત્રી, પુત્ર, કુટુંબ, ધનભંડાર વગેરે નાશવંત છે. જગતમાં દેખાતી બધી જ વસ્તુ નકામી છે, બધો સંસાર જૂઠો છે અને આખી સૃષ્ટિમાં જ્યાંત્યાં પરમાત્માનું સ્વરૂપ જ વિદ્યમાન છે. આત્મતત્ત્વ સિવાય બીજું કશું જ નથી, એમ માનીને રહો; અને હૃદય-મનથી બધાનો ત્યાગ કરો. શરીરથી ત્યાગ કરવાની કંઈ જરૂર નથી; કારણ કે આ શરીર પંચભૂતનું બનેલું છે- જ્યારે નિમિત્ત આવશે ત્યારે પાંચ ભૂતમાં મળી જશે; ત્યારે તો આપથી બધું જ ત્યજાઈ જશે. પણ શરીરની તૃષ્ણાઓ બધા પદાર્થોમાં રહી જવાથી વારંવાર જન્મ લેવો પડે છે. માત્ર રાજ્યમાં જઈને બધા દૃશ્ય પદાર્થ કીડીથી માંડીને બ્રહ્મા સુધીના સ્થાવર-જંગમ બધા પદાર્થો ઈશ્વરનાં સ્વરૂપ છે, એ જ મારું રૂપ છે એમ માનીને રાજ્ય કરો; શરીરથી કાંઈ ત્યજવાનું નથી.

આટલું કહી સંન્યાસીના વેશમાં આવેલી રાણી ચાલી નીકળી અને પોતાના રાજ્યમાં આવી ગઈ. રાજા પણ થોડા વખતમાં પાછો આવી જ્ઞાનપૂર્વક રાજ્ય કરવા લાગ્યો અને

સ્વસ્વરૂપને પામી ગયો. માટે જ્ઞાન વિના ત્યાગ કરવાથી આવા હાલ થાય છે; જ્ઞાની માણસ વનમાં રહે કે ઘરમાં રહે એ બન્ને એને તો સરખું જ છે. વળી દેહનો તો સ્વભાવ જ છે, કે એક ઉપરથી પ્રીતિ ઉતારશો કે તરત બીજા ઉપર થવાની જ; તે વખતે તે યોગ્યાયોગ્યનો વિચાર પણ કરતો નથી. માટે વિચાર જ મુખ્ય કર્તવ્ય છે, કે જેના વડે સ્વસ્વરૂપનો લાભ થાય; પરંતુ તું તો જડ જેવા જણાતા હોય તેને જ જ્ઞાની માને છે, તે તારી ભૂલ છે.'

સાધક—મહારાજ, હું જડ જેવાને જ જ્ઞાની માનું છું એનું કારણ એ છે, કે મહાત્મા જડભરત જે તત્ત્વજ્ઞાની હતા, તે પણ જડની પેઠે વિચરતા હતા.

સંત—મેં તને અગાઉ પણ કહેલ છે, કે તત્ત્વજ્ઞાનીને દેહનું ભાન હોતું નથી; એટલે તારા કહેવા પ્રમાણે તત્ત્વજ્ઞાનીઓ જડ જેવા હોતા નથી પણ તેમને પોતાના દેહનું અભિમાન હોતું નથી. તે પોતાને દેહથી જુદો જ માને છે, એટલે એ દેહની સાથે તેને કાંઈ સંબંધ નથી. એક વખત તને આગળ સમજાવી ગયો છું, કે નારદાદિ અગાઉના ઋષિમુનિઓનો વ્યવહાર પણ સંસારી મનુષ્યના જેવો હતો; પરંતુ તેઓ જે વ્યવહાર કરતા તે અહંભાવ વિના અને દેહના સ્વાભાવિક ધર્મને અનુસરી દેહ કરે છે, ઇંદ્રિયો કરે છે એમ જાણતા. તે કર્મ પોતે કરે છે એમ માનતા નહિ અને તેમાં લેપાતા પણ નહિ; એ જ જ્ઞાની તથા અજ્ઞાની વચ્ચેનો તફાવત છે.

સાધક—મહારાજ, તમે આમ કહો છો, તો પછી જડ-ભરતજી જ્ઞાની હોવા છતાં જડની પેઠે શા માટે વિચરતા હતા તે કહેશો?

સંત—જડભરતજીના સંબંધમાં તને શંકા દૂર થતી જ

નથી; પરંતુ તને તેમની હકીકત કહીશ, એટલે તે પણ દૂર થઈ જશે. જડભરતજી મહાન ભગવદ્‌ભક્ત એવા મહારાજા ભરતનો ત્રીજો અવતાર હતા. ભરતજીના અવતારમાં તપશ્ચર્યા કરતાં હરણના બચ્ચાના સંગથી તેમને હરણનો અવતાર લેવો પડેલો; અને તે અવતાર છોડ્યા પછી બ્રાહ્મણને ત્યાં અવતાર ધારણ થયો. ત્યાં પોતે જડભરતના નામનું ઉપનામ મેળવી શક્યા હતા; કારણ કે ભગવદ્‌ભક્તિના યોગથી તેઓ પોતાના પૂર્વના અવતારોનું વૃત્તાંત અને પરમાત્માની માયાનું પ્રાબલ્ય જાણી શકતા હતા, તેથી તે અવતારમાં તેમણે બહેરા, મૂંગા, જડ અને અસંગ જેવા થઈને રહેવાનું પસંદ કર્યું હતું. તેઓ એમ માનતા હતા, કે જો હું કદાચ ભૂલથી પણ કોઈનો સંગ કરીશ, તો વળી પાછો મારે અવતાર ધારણ કરવો પડશે; અને જેવી દશા હરણના બચ્ચાના સંગથી થઈ હતી તેવી થશે. એમ વિચાર કરીને પોતે જ્ઞાની હોવા છતાં જડ જેવા થઈને વિચરતા હતા; એટલે જ્ઞાનીને પ્રવૃત્તિનો અભાવ હોય છે, તે જે કાંઈ પણ કરે તેમાં તેને પ્રીતિ હોતી નથી. જળકમળવત્ નિર્લેપ રહીને સર્વ કાર્યો કરે છે; જો જ્ઞાનીમાં પ્રવૃત્તિનો અભાવ ન હોય, તો ભગવાન શ્રીકૃષ્ણને તું કેવા ગણીશ? કારણ કે એમણે ગોપીઓ સાથે ક્રીડા કરી છે, હજારો સખા સાથે મૈત્રી બાંધી છે, વળી તેમણે જૂઠણ ખાધું છે, શત્રુ-ઓથી ડરીને નાસવાનું પણ કર્યું છે; તેમ જ સારથીપણું પણ કર્યું છે, તો તેઓ શું આમ કરવામાં બંધાઈ ગયા હતા? નહિ જ. તે જ પ્રમાણે જ્ઞાનીઓ પણ સર્વ કર્મો પોતે કરવા છતાં નિર્લેપ જ રહે છે.

સાધક—વસિષ્ઠજી, વેદવ્યાસજી આદિ જે તત્ત્વવેત્તાઓ હતા, તેઓ શાપ આપવામાં અને વરદાન આપવામાં સમર્થ હતા.

જે શાપ આપવામાં અને અનુગ્રહ કરવામાં સમર્થ હોય, તે જ તત્ત્વવિત્ ગણાય; પરંતુ શાપ આપવાની કે અનુગ્રહ કરવાની શક્તિ ન હોય, તેને તત્ત્વવિત્ કેમ કહેવાય? જડભરતજી તેવા નહોતા, છતાં તે તત્ત્વજ્ઞાની કેમ કહેવાયા?

સંત—શાપ આપવા અને વરદાન આપવાનું સામર્થ્ય પ્રાપ્ત થવું તે તો તપનું ફળ છે, જ્ઞાનનું ફળ નથી. શાપ અને અનુગ્રહનું સામર્થ્ય ન હોય પણ જેને તત્ત્વજ્ઞાન થયું હોય, તેને તત્ત્વવિત્ કહેવાય છે; અને તત્ત્વવિત્ જો તપ કરે, તો શાપ તથા અનુગ્રહ કરવા આદિ સિદ્ધિ પ્રાપ્ત કરવાનો આગ્રહ રાખતો નથી; કારણ કે તેને તત્ત્વવિચારથી સર્વ અનિત્ય-નાશવાન જણાય છે. જેથી તપ કરીને મેળવેલ ફળથી કોઈને હાનિ-લાભ કરવો તે અઘટિત છે એમ તેને જણાય છે; પરંતુ જેને એવી ઇચ્છા ન હોય તે તપ કરી તેવું સામર્થ્ય મેળવે અને કોઇને તેથી હાનિ-લાભ ન કરે, તો તત્ત્વવિત્‌પણામાં બાધ નડતો નથી; પરંતુ તપથી મેળવેલ સામર્થ્યથી કોઈને હાનિ-લાભ કરવાથી મુક્તિ થાય નહિ. હાનિ એટલે શાપ દેવો, લાભ એટલે વરદાન આપવું.

સાધક—ત્યારે આપણા શાસ્ત્રોમાં મુક્તિના ઘણા ઉપાય બતાવ્યા છે, કોઈ ઠેકાણે તપથી, કોઈ ઠેકાણે યોગથી, કોઈ ઠેકાણે વ્રતથી, તો કોઈ ઠેકાણે ઉપાસનાથી અને કોઈ ઠેકાણે જ્ઞાન વગેરે ઉપાય વડે મુક્તિ સાધી શકાય છે એમ કહ્યું છે; એટલે એક વસ્તુ મેળવવા માટેના ઘણા ઉપાય હોય, તો તેમાં ખરો ઉપાય કયો હશે તે સમજવામાં ગૂંચવાડો ઉત્પન્ન થાય છે. માટે મુક્તિ મેળવવા સારુ ખરું સાધન શું હશે?

સંત—મુક્તિ મેળવવાની બાબતમાં તેં કહ્યું તે પ્રમાણે દરેક જણ પોતપોતાના વિચાર પ્રમાણે કલ્પના કરે છે; પરંતુ ખરી રીતે આખું જગત મુક્ત છે જ. દેહનો અહંભાવ છૂટ્યો,

એટલે તે મુક્ત જ છે. અહંભાવ મટવો તે જ્ઞાનનું ફળ છે. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના પહેલા અધ્યાયમાં કહ્યું છે, કેઃ–

बद्धो मुक्त इति व्याख्या गुणतो मे न वस्तुतः ।
गुणस्य मायामुलत्वान्न मे मोक्षो न बन्धनम् ॥

'ત્રણ ગુણો પોતે જ માયાથી ઉત્પન્ન થયેલા છે, જે માયા એટલે અજ્ઞાનથી કલ્પાયેલ હોય, તેઓ રજ્જુમાં સર્પની પેઠે મિથ્યા જ છે, માટે સ્વરૂપમાં બંધ કે મોક્ષ કાંઈ નથી, એવો સિદ્ધાંત છે, યથાર્થ મોક્ષ જ છે.

સાધક—ત્યારે મુક્તિની પ્રાપ્તિ માટે કર્મ-ઉપાસનાદિ કાંઈ કરવાની જરૂર ખરી કે કેમ ?

સંત—કર્મ એ શબ્દની વ્યાખ્યા બહુ મોટી છે, કર્મ ઘણા પ્રકારનાં છે, તેમાં ત્રણ પ્રકારનાં કર્મ મુખ્ય છે, અને તેમાં બધાં જ કર્મોનો સમાવેશ થઈ જાય છે. **કર્મ**, **અકર્મ**, અને **વિકર્મ** આ ત્રણ પ્રકારનાં કર્મો છે. શાસ્ત્રની મર્યાદા પ્રમાણે કર્મ કરવું તેનું નામ કર્મ; શાસ્ત્રની આજ્ઞા પ્રમાણે ન કરવું તેનું નામ અકર્મ; અને શાસ્ત્રે નથી કહ્યું છતાં કરવું તેનું નામ વિકર્મ. હવે પહેલી વ્યાખ્યામાં બતાવેલ કર્મમાં શાસ્ત્રની મર્યાદાથી અથવા આજ્ઞાથી જે કર્મ થાય છે, તેમાં પણ અનેક પ્રકાર હોય છે. પ્રથમ તો દેહના વ્યવહાર માટે જે કર્મો કરે છે તે-જેવાં કે ખાવું, પીવું, લેવું, દેવું વગેરે. એ કર્મો તો સ્વાભાવિક થવાનાં જ; કારણ કે દેહધારીથી એ કર્મો ત્યજી શકાય તેમ નથી. પરંતુ તે સઘળાં કર્મો કરવા છતાં જે કર્મનાં ફળોને ત્યજે છે, જે ફળોની ઇચ્છા રાખતો નથી, તે ત્યાગી કહેવાય છે. બીજું સ્વર્ગાદિ લોક મેળવવા માટે જે કર્મ કરવું, તે પણ શાસ્ત્રની આજ્ઞામાં ગણાય છે; પરંતુ કર્મ કરીને જે મેળવવું છે તે જો મિથ્યા એટલે નાશવંત હોય, તો તે

મેળવવાની પ્રવૃત્તિ અજ્ઞાનથી થાય છે એમ જાણવું; કારણ કે સ્વર્ગાદિ લોકનો પણ ક્ષય તો થવાનો જ. જેની ઉત્પત્તિ તેનો નાશ સરજાયેલો છે; એટલે સ્વર્ગથી મુક્તિ થતી નથી. કર્મ-માત્રનાં ફળો નાશવંત છે એટલું જ નહિ, પણ કર્મ પોતે વાસ્તવિક ઠરતું નથી; કારણ કે જે દેહથી કર્મ થાય છે, તે દેહ ખોટો છે. ખોટી વસ્તુથી ખરું કાર્ય થઈ શકે નહિ. વળી કર્મ વગેરે દેહાદિક વસ્તુઓ પ્રકૃતિને અધીન છે, આત્માને અધીન નથી. વળી, ગીતામાં સ્પષ્ટ કહ્યું છે, કેઃ—

प्रकृत्यैव च कर्माणि क्रियमाणानि सर्वशः ।
यः पश्यति तथाऽऽत्मानमकर्तारं स पश्यति ॥ ગીતાઃ ૧૩–૩૦

'પ્રકૃતિ જ સર્વ પ્રકારે કર્મો કરાવે છે; તેથી આત્માને જે અકર્તા જુએ છે, તે જ ખરું જુએ છે.'

વળી પણ કહ્યું છે, કેઃ—

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ ગીતાઃ ૧૮–૧૬

'ઉપાધિ રહિત અસંગ આત્માને કર્તા તરીકે જુએ છે, તે દુર્મતિ એટલે અજ્ઞાની છે. પરમાત્મા તો સ્વયંપ્રકાશ, અદ્વૈત સર્વ પ્રાણીમાત્રને વિષે વ્યાપી રહેલો હોઈ સર્વવ્યાપક છે. સર્વ પ્રાણીઓના અંતરાત્માને સગુણ ઉપાધિવાળો માની શકાય નહિ.

તેમ જ પંચદશીકાર સ્વામીજીએ પણ કહ્યું છે, કેઃ—

मुक्तिस्तु ब्रह्मतत्त्वस्य ज्ञानादेव न चान्यथा ।
स्वप्नबोधं विना नैव स्वस्वप्नो हीयते यथा ॥ પંચઃચિ. દી. ૨૧૦

'જેમ સ્વપ્ન જાગ્યા સિવાય નાશ થતું નથી, તેમ મુક્તિ બ્રહ્મતત્ત્વના જ્ઞાન વિના બીજા કોઈ પ્રકારે પ્રાપ્ત થતી નથી.'

ભગવાન શ્રીકૃષ્ણે પણ કહ્યું છે, કેઃ—

तपस्तीर्थं जपो दानं पवित्राणीतराणी च ।
नालं कुर्वन्ति तां सिद्धिं या ज्ञानकलया क्रिता ॥

ભા: ૧૧. ૧૯–૪

'જ્ઞાનના અંશમાત્રથી જે ફળ પ્રાપ્ત થાય છે, તે ફળ તપ, તીર્થ, જપ, દાન કે બીજાં દરેક પવિત્ર કાર્યોથી પણ થઈ શકતું નથી; માટે મુક્તિનું સાધન પરમાત્માને અદ્વૈત, અસંગ, અજન્મા, સર્વવ્યાપક, સર્વાત્મસ્વરૂપ જોવો એ છે.'

સાધક—મહારાજ, આપ કહો છો, કે આત્મા અક્રિય છે; તેને કર્તા તરીકે જુએ, તે દુર્મતિ અગર મૂર્ખ હોવો જોઈએ. છતાં શ્રીમદ્ ભગવદ્‌ગીતાના અધ્યાય ૭ તથા ૧૦મામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ વિભૂતિ–યોગનું વર્ણન કર્યું છે તેમાં પોતે જ કહ્યું છે, કે 'પૃથ્વીમાં દૃશ્ય પદાર્થ માત્ર મારું સ્વરૂપ છે' તો આપ કહો છો તે ખરું, કે ગીતાકાર શ્રીકૃષ્ણ ભગવાન કહે છે તે ખરું?

સંત—એ જ પ્રભુ શ્રીકૃષ્ણની ખૂબી છે—જે કર્તા છતાં અકર્તા છે, ભોક્તા છતાં અભોક્તા છે. તે માટે કહ્યું છે, કેઃ—

उपद्रष्टानुंमता च भर्ता भोक्ता महेश्वर ।
परमात्मेति चाप्युक्तो देहेऽस्मिन्पुरुष पर ॥ ગી: ૧૩–૨૩

'અવિકારી તથા જન્મરહિત આત્માને કર્તા–ભોક્તાપણું શી રીતે હોય?'—તેવી શંકાના ઉત્તરમાં ઇંદ્રિયાદિ અનાત્મ વસ્તુનો પ્રવર્તાવનાર અંતર્યામી છે; માટે તે પ્રકૃતિના કાર્યરૂપ શરીરમાં રહેલો છે છતાં તે ભિન્ન છે. એ જ્ઞાન વડે જ મુક્તિ થઈ શકે.

સાધક—આપ કહો છો તેમ જ્ઞાનથી જ મુક્ત થયેલાના એવાં કોઈ દૃષ્ટાંત કહેશો?

સંત—હા, ઘણાં છે. જો સાંભળ. જનક રાજા, મૈત્રેયી તેમ જ ઉદ્ધવજી વગેરે વગેરે ઘણાઓ જ્ઞાનથી જ મુક્ત થઈ ગયેલા છે.

સાધક—મહારાજ, આપ ઉપર કહી ગયા તે પ્રમાણે મુક્તદશા થતી હોય, તો જન્મમરણ આદિ ધર્મોનો નાશ કેવી રીતે થાય ?

સંત—અનાદિ કાળના અજ્ઞાન વડે જીવને તદાત્મધ્યાસ થયેલો હોય છે, તેથી જન્મમરણાદિ ધર્મો દેહના છે તેને પોતાના માને છે; પણ અધ્યાસની નિવૃત્તિ થાય, તો પોતામાં માની લીધેલા જન્મમરણાદિની નિવૃત્તિ થઈ જાય છે; અને તેથી તે મુક્ત થયો ગણાય છે.

સાધક—પણ તો પછી અહંકાર અને ચિદાત્માની એકતા કેમ દેખાય છે ?

સંત—એ તો અજ્ઞાનથી બન્નેની એકતા પ્રતીત થાય છે-ખરી રીતે તો તે બન્ને જુદા જ છે.

સાધક—મહારાજ, આપ ઉપર મુજબ કહો છો, કે તે ભેદ જ્ઞાન વડે દૂર થાય છે, પણ શ્રુતિશાસ્ત્રમાં તદાત્મધ્યાસથી થયેલા કાર્યનો ત્યાગ કરવાનું કહ્યું છે; તો તે ઉપરથી તો સાધારણ કાર્યનો સ્વીકાર કરી શકાય એમ હું સમજું છું.

સંત—જે માણસને અહંકાર અને ચિદાત્મધ્યાસની નિવૃત્તિ થઈ હોય છે, ને જે અહંકારને તથા ચિદાત્માને જુદા જુદા માને છે, તેવો મુમુક્ષુ પુરુષ ગમે તેટલી વસ્તુની ઇચ્છા કરે તો પણ તેને બાધ નથી; એટલે એવા મુમુક્ષુ માણસને સાધારણ કાર્યના સ્વીકારથી હાનિ થતી નથી, તેમ અસ્વીકારથી લાભ થતો નથી; કારણ કે તેની હૃદયગ્રંથીનો લય થયો હોય છે.

સાધક—તદાત્મધ્યાસનો અભાવ થયો હોય, તો કાર્ય ઉત્પન્ન થાય નહિ; કેમકે કાર્યની ઉત્પત્તિનું કારણ પણ તદાત્મધ્યાસ જ છે ને?

સંત—ભાઈ, જેમ કાર્યની ઉત્પત્તિનું કારણ તદાત્મધ્યાસ છે, તેમ પ્રારબ્ધકર્મ પણ છે; તેથી તદાત્મધ્યાસ નિવૃત્ત થયો હોય, અને પ્રારબ્ધકર્મની નિવૃત્તિ થઈ ન હોય, તો પણ કાર્યની ઉત્પત્તિનો સંભવ છે.

સાધક—એમ કેમ?

સંત—તત્ત્વજ્ઞાન થયા છતાં પૂર્વસંચિત પાપની નિવૃત્તિ ન થવાથી અસંતોષ રહે છે-જેવી રીતે તદાત્મધ્યાસની નિવૃત્તિ થયા છતાં પ્રારબ્ધકર્મ ઊભું રહે છે; અને તેથી કાર્ય ઉત્પન્ન થવાનો સંભવ છે જ.

સાધક—જો તદાત્મધ્યાસની નિવૃત્તિ થવા છતાં કાર્યાદિ ઉત્પન્ન થવાનો સંભવ રહેતો હોય, તો પરિણામે તત્ત્વજ્ઞાની માણસ કર્મની પ્રવૃત્તિઓથી નીચો પડતો જાય ખરો કે નહિ?

સંત—તત્ત્વજ્ઞાની માણસને દેહભાવ રહેતો નથી. તે તો હમેશાં પ્રભુને અધીન રહીને જ પોતાની પ્રવૃત્તિઓ કર્યે જાય છે; એટલે એવો માણસ પ્રવૃત્તિઓમાં મોહિત થતો જ નથી. તે માટે કહ્યું છે, કેઃ—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मंतव्यः सम्यग्व्यवसितो हि सः ॥ ગીતાઃ ૯-૩૦

‘એ રીતે દુરાચારી માણસ પણ એ તત્ત્વદૃષ્ટિથી પ્રભુમાં—આત્મતત્ત્વમાં નિષ્ઠા રાખે, તો તેવા માણસની પ્રવૃત્તિઓ નીચે પાડી શકે નહિ; પણ જો તેવા તત્ત્વવિત્‌નું જોઇને બીજો માણસ એવી પ્રવૃત્તિઓ કરે, તો જરૂર તે દુરાચારી થાય;

કારણ કે આત્મા અસંગ છે. જેનો દેહભાવ નાશ થયો હોય, તેનાં દેહનાં કર્મો તેવા માણસને લાગતાં નથી. તેને તો અભેદ અને અખંડ સર્વવ્યાપી ચૈતન્યસ્વરૂપ આત્માની જ સર્વ પદાર્થમાં પ્રતીતિ થયેલી હોય છે; અને એ જાતનું જ્ઞાન તેને હમેશાં રહ્યા કરે છે. શાસ્ત્રમાં પણ કહ્યું છે, કે ज्ञानादेवहि कैवल्यं, तमेवविदित्वाऽतिमृत्युमेति नान्यः पंथा विद्यते यनाय। એવી રીતે આત્મજ્ઞાનથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. મોક્ષ માટે જ્ઞાન વિના અન્ય માર્ગ જ નથી.

સાધક—તત્ત્વદર્શી દેહધારી મનુષ્યનાં કર્મો તેને લાગતાં નથી, એમ આ ઉપરથી નક્કી થાય છે; અને જ્ઞાન જ મોક્ષ માટે મુખ્ય સાધન છે, એમ નક્કી થયું છે. તો પછી ઉપાસનાની જરૂર ખરી કે નહિ? કારણ કે કાંઈ દરેક મનુષ્યો જ્ઞાનવાન હોતા નથી, તો જ્ઞાન વિનાના માણસોની અધોગતિ જ થાય ને? વળી શિવ, વિષ્ણુ વગેરેની ઉપાસના શાસ્ત્રથી પ્રતિપાદન થયેલી છે; તો ઉપાસનાથી મોક્ષ મળે કે કેમ?

સંત—ઉપાસના પણ જ્ઞાનનું એક અંગ છે. નિષ્કામ અને સકામ એમ બે જાતની ઉપાસના હોય છે. અત્યારના સમયમાં મોટા ભાગે સગુણ ઉપાસના જ જોવામાં આવે છે; એટલે સગુણ ઉપાસનાથી તેના ફળરૂપે દેખીતી રીતે સુખ પ્રાપ્ત થાય એમ માનીએ, તોપણ મોક્ષના સાધન તરીકે સગુણ ઉપાસના ગણી શકાય નહિ. નિષ્કામ ઉપાસના જ મનુષ્ય માત્રને માટે શ્રેયસ્કર છે. કામના રહિત ઉપાસના જ્ઞાનનું અંગ છે; કારણ કે ઉપાસનામાંથી ઇચ્છા કે આશાના વેગને જ્ઞાન વડે રોકી શકાય છે. શ્રી ભગવદ્ગીતાના સાતમા અધ્યાયમાં ભગવાન શ્રીકૃષ્ણે ખુલાસો કરેલ છે, કે કોઈ પણ દેવની ઉપાસના કરવામાં આવે તોપણ તે મારી જ ઉપાસના કરે છે; અને એથી સકામ

ઉપાસનાનાં ફળ તેમને મળે છે, પણ તે નાશવાન હોય છે. માટે કોઈ પણ કામનાની ઇચ્છાથી ઉપાસના કરવી તે વાસ્તવિક નથી; કારણ કે એનાં ફળ દેખીતાં સારાં હોય, તોપણ પરિણામે વિનાશી અને વિક્ષેપ કરનારાં હોય છે.

સાધક—આપ કહો છો, પરંતુ પ્રહ્લાદાદિક ઘણા ભક્તો ઉપાસનાથી મોક્ષને પામી ગયા છે. પ્રહ્લાદને અનેક જાતનાં સંકટો આપવામાં આવ્યાં, પણ તેણે ઉપાસના છોડી નહિ; તેમ તેના શરીરને પણ કોઈ જાતની હાનિ થઈ નહિ. આજકાલ ઘણા શુષ્ક વેદાંતીઓ મોઢેથી જ સર્વ આત્મા છે એમ કહે છે; પણ જરા સરખું વિઘ્ન આવે, તો તેથી ગભરાઈ જાય છે. અરે! ભગવાન શ્રીરામચંદ્રજીના સમયમાં શ્રી વસિષ્ઠ ઋષિ પણ સભામાં આત્મજ્ઞાનની જ વાતો કરતા હતા અને 'યોગવાસિષ્ઠ'થી તેમણે શ્રીરામચંદ્રજીને અનુપમ ઉપદેશ આપેલો છે; પણ એક વખતે વસિષ્ઠજી સભામાંથી ઊઠીને જતા હતા તેવા વખતે એક મશ્કરા માણસે વસિષ્ઠજીના આત્મજ્ઞાનની પરીક્ષા કરવા તેમની સામે હાથી છોડી મૂકયો. તે જોઈને વસિષ્ઠજીએ નાસવા માંડયું; તેથી પેલા મશ્કરાએ કહ્યું, કે "મહારાજ, નાસો છો શા માટે? તે પણ આત્મા જ છે ને?" ત્યારે વસિષ્ઠજીએ કહ્યું, કે "ભાઈ! હું કયાં નાસું છું? હું–આત્મા નાસતો નથી, પણ દેહ નાસે છે. એ દેહની સાથે મારે કાંઈ સંબંધ નથી." પણ પ્રહ્લાદને તો અનેક જાતનાં સંકટો આપવામાં આવ્યાં, છતાં તે કોઈ ઠેકાણેથી પાછો હઠ્યો નહોતો. પ્રહ્લાદ તો બાળક હતો, જ્યારે વસિષ્ઠજી વૃદ્ધ હતા, એટલું જ નહિ પરંતુ જ્ઞાનવાન પણ હતા. તો તેમને આ પ્રમાણે નાસવાની શી જરૂર? વળી ધ્રુવજીએ પણ અનેક સંકટો વેઠીને પ્રભુને વશ કરેલા હતા; એટલે તેમને અચળ

આસન આપવામાં આવ્યું છે તેમ જ તેમની પાછળ સપ્ત ઋષિઓ પરિક્રમા કર્યા કરે છે, એ બધો ઉપાસનાનો જ પ્રતાપ છે ને?

સંત—વસિષ્ઠજીનો ખુલાસો આત્મદૃષ્ટિથી બરાબર છે. પ્રહ્લાદજીની બાબતમાં પણ શ્રી વેદવ્યાસજીએ યુક્તિ વાપરેલી અને તેની મતલબ તો આત્મતત્ત્વનું નિરૂપણ કરવાની જ છે. પ્રહ્લાદજીએ સર્વ ભાવાત્મક જ્ઞાનવાળી ઉપાસના કરી હતી; તેથી જ તે સ્થંભમાં પણ પ્રભુને–આત્મતત્ત્વને જોઈ શક્યા હતો. શ્રી ભગવદ્‌ગીતાના બીજા અધ્યાયમાં આત્મતત્ત્વનું બહુ સારી રીતે સંક્ષિપ્તમાં નિરૂપણ કરેલું છે, એ ઉપરથી જ પ્રહ્લાદજીની બાબતમાં વ્યાસજીએ એમ કહેલું છે—નહિ તો દેહને લઈને એ પ્રમાણે બની શકે જ નહિ; કારણ કે દેહ તો નાશવાન છે. કોઈનો દેહ અમર છે જ નહિ; અને ધ્રુવજીની બાબત પણ એ પ્રમાણે જ છે. જેમ ધ્રુવજીની પરિક્રમા સપ્ત ઋષિઓ આદિ ગ્રહો કરે છે, તેમ તારા દેહની પાછળ જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, બાળ, યુવા, વૃદ્ધાવસ્થા, દિવસ, રાત્રિ વગેરે પરિક્રમા કર્યા જ કરે છે ને? ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવ વિષે એમ તું કહે છે; પણ આ સૃષ્ટિની ઉત્પત્તિનો સમય જોતાં તો તે આજકાલની વાત ગણાય. ધ્રુવનો તારો તો તેની ઉત્પત્તિ પહેલાંનો ત્યાં જ સ્થિર છે. શું ઉત્તાનપાદ રાજાના પુત્ર ધ્રુવની ઉત્પત્તિ પહેલાં ધ્રુવના તારા વિનાનું આકાશ હતું? નહિ જ. પણ એકનિષ્ઠ અને અનન્ય સર્વભાવાત્મક જ્ઞાનવાળી ધ્રુવની ઉપાસનાથી જ તેને અચળ એટલે ધ્રુવ તરીકે સંબોધેલ છે. આટલું સમજીશ તો તારા મનનું સમાધાન થશે, કે વસિષ્ઠજી-એ સીધી રીતે આત્મતત્ત્વનો ઉપદેશ કર્યો છે અને વ્યાસજીએ પણ યુક્તિ–પ્રયુક્તિથી એ જ આત્મતત્ત્વનું નિરૂપણ કરેલું છે.

સાધક—ત્યારે કઈ જાતની ભક્તિ-ઉપાસનાથી શાશ્વત પ્રાપ્તિ થઈ શકે ?

સંત—સર્વાત્મભાવ વડે અનન્ય ઉપાસના જ શ્રેષ્ઠ છે. આ ઉપાસના નિષ્કામ હોવી જોઈએ. ગીતાજી, ભાગવત તથા ઉપનિષદોમાં પણ એ જ વાત સમજાવે છે. વળી કહ્યું છે, કે:–

सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि ।
ईक्षते योगयुक्तात्मा सर्वत्र समदर्शनः ॥ ગીતા: ૬–૨૯
योमां पश्यति सर्वत्र सर्वं च मयि पश्यति
तस्याहं न प्रणश्यामि स च मे न प्रणश्यति ॥ ગીતા: ૬–૩૦

'જેની સર્વત્ર સમદૃષ્ટિ છે એવો યોગયુક્ત મનુષ્ય સર્વ પ્રાણીમાત્રમાં પોતાના આત્માને અને પોતાના આત્મામાં સર્વ પ્રાણીમાત્રને જુએ છે.'

'જે સર્વ પ્રાણીમાત્રમાં એટલે સચરાચર જગતમાં મને જુએ છે અને મારામાં સચરાચર જગતને જુએ છે, તે મારી દૃષ્ટિથી દૂર થતો નથી, તેમ હું તેની દૃષ્ટિથી દૂર થતો નથી.'

વળી ત્યાર પછીના શ્લોકમાં કહ્યું છે, કે:–

सर्वभूतस्थितं यो मां भजत्येकत्वमास्थितः ।
सर्वथा वर्तमानोऽपि स योगी मयि वर्तते ॥ ગીતા: ૬–૩૧

'સર્વ પ્રાણીમાત્રને વિષે રહેલો એવો જે હું, તેને સર્વ ભાવ પ્રાપ્ત થયેલ એવો મનુષ્ય ભજે છે, તે સર્વ પ્રકારે વ્યવહારાદિ કરતો છતાં પણ મારામાં જ સ્થિત થાય છે.'

વળી કહ્યું છે, કે:–

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ ભા૦ ૧૧: ૨–૪૫

'હું ચૈતન્યસ્વરૂપ આત્મતત્ત્વથી સર્વ ઠેકાણે સર્વ પદાર્થમાં

બ્રહ્મસ્વરૂપ છું અને સર્વ પદાર્થો મારા આત્મસ્વરૂપમાં રહેલા છે એમ જે જાણે, તે મારો ખરો જ્ઞાનવાન ઉપાસક છે.'

એ પ્રમાણે જ શ્રી વ્યાસજીએ રચેલાં સઘળાં પુરાણોનું તાત્પર્ય છે. શિવપુરાણના જ્ઞાનસંહિતાના અઢારમા અધ્યાયના છેવટમાં ભગવાન વિષ્ણુ મેનાને કહે છે, કે અરૂપ એવા શ્રીશંકર પોતે સર્પ થાય છે અને જગતના આદિ, અંત તથા મધ્યમાં શ્રી શંકર જ છે, આ સર્વ જગત શિવમય જ છે. જેમ વસ્ત્રમાં તંતુ અને તંતુમાં વસ્ત્ર હોય છે એમ સર્વ જગત શિવમય છે, હું શિવ અને શિવ હું એમ સર્વ બ્રહ્માંડ શિવમય છે. શિવ વિના બીજું કાંઈ છે જ નહિ.

આમ જાણનારને સ્થાવર–જંગમ એવું આ જગત ભગવદ્રૂપ એટલે આત્મતત્ત્વ જ ભાસે છે; કોઈ પણ વસ્તુ તેનાથી જુદી હોઈ શકે જ શી રીતે ? જ્યાં જુઓ ત્યાં સચરાચર જગતમાં સર્વવ્યાપી આત્મતત્ત્વ વિદ્યમાન છે; અને એ વિના જગતનો કોઈ ખૂણો પણ ખાલી નથી. માટે સર્વાત્મ ભાવથી નિષ્કામ વૃત્તિ વડે મોક્ષપ્રાપ્તિ માટે જ્ઞાનદૃષ્ટિ રાખીને ઉપાસના કરનારને આત્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે.

સાધક—આપે અનન્યભાવથી નિષ્કામ ઉપાસના વડે આત્મતત્ત્વની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું; પરંતુ ઘણા તત્ત્વવેત્તા પુરુષો તે માર્ગને ત્યજીને તીર્થયાત્રા વગેરે કરે છે, તેનું કેમ ?

સંત—નિષ્કામ અને સર્વાત્મક જ્ઞાનવાળી ઉપાસના ત્યજીને ફક્ત તીર્થયાત્રાદિ કરે, તેનો પરિશ્રમ નકામો જાય છે; તીર્થ-યાત્રામાં ફરવાથી મોક્ષ મળતો નથી. ઉપર જણાવ્યા પ્રમાણે જ્ઞાન વિના મોક્ષ સંભવતો પણ નથી; પણ તીર્થયાત્રા કરવાથી તો પૂર્વે થઈ ગયેલા મહાન પુરુષો અને તેમણે કરેલાં મહાન કાર્યોની સ્મૃતિ તાજી થાય છે; અને તેવાં કાર્યો કરવાની

પ્રેરણા મળવાથી માણસનું મન બીજા રસ્તેથી પાછું વાળીને સદ્કર્મ કરવા માટે પ્રેરણા મેળવે છે. મોક્ષની ઇચ્છાથી જો તીર્થ-યાત્રા કરવામાં આવે, તો તે અજ્ઞાનનું જ કારણ છે.

સાધક—આત્મતત્ત્વ માટે જેઓ નિષ્કામ ઉપાસના કરે છે, તે જ્ઞાનનું સાધન છે એમ આપ કહી ગયા; પણ તેમ કરવાની પ્રેરણા માટે પ્રથમ વિચાર થાય, તો જ તે થઈ શકે છે; માટે વિચાર એ જ ખરું સાધન કેમ ન ગણાય?

સંત—એ બરાબર છે, કે આત્મજ્ઞાન વિના માત્ર ઉપાસના કરવી અને મોક્ષની ઇચ્છા રાખવી એ તો હીરો ગુમાવીને કાચ ગ્રહણ કરવા જેવું છે; તેમ જ નિષ્કામ ઉપાસનાનો ત્યાગ કરીને કેવળ કર્માનુષ્ઠાનમાં જ પ્રવૃત્તિ કરવી તે તો તુચ્છ છે.

સાધક—ગુરુદેવ! આપ ઉપાસનાને ગૌણ ગણો છો, પણ શ્રીમદ્ ભાગવતાદિમાં ઉપાસનાનું સારી રીતે પ્રતિપાદન કરેલું છે. એકાદશ સ્કંધના અગિયારમાં અધ્યાયમાં સાડત્રીશમા શ્લોક-માં મૂર્તિના પૂજન વગેરે પ્રકારનું વિસ્તારપૂર્વક વિવેચન કરેલું છે; અને તેમાં ઉપાસનાનો ઉપદેશ પણ કરેલો છે; છતાં આપ આમ કેમ કહો છો?

મહારાજ—ભાઈ! એક બાજુ તપાસવાથી બન્ને બાજુનું જ્ઞાન પ્રાપ્ત થતું નથી. તું એવી રીતે પરાપૂર્વનો વિચાર કર્યા વિના કહી નાખે તે ઠીક ગણાય નહિ. ભાગવતના એકાદશ સ્કંધમાં ત્રીજા ને છઠ્ઠા અધ્યાયમાં સાફ સાફ સમજાવેલું છે, કે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ એ ત્રણે અવસ્થાઓને જાણનાર જ્ઞાન તે જ પર-બ્રહ્મ, એ જ આત્મતત્ત્વ, એ જ આત્મા, એ જ પરમેશ્વર. આ જ્ઞાન વીસરીને પોતાનું સ્વરૂપ જે જુદું જાણે છે, તે આત્મ-તત્ત્વ મટી જીવરૂપ થાય છે; અને તેથી સંસારચક્રમાં અનેક જન્મ ધારણ કરવા પડે છે. છઠ્ઠા સ્કંધના સોળમા અધ્યાયના

ત્રેસઠમા શ્લોકમાં કહેલું છે, કે જીવાત્મા અને પરમાત્મા એક જ છે. દેહભાવ ત્યજી દઈ વ્યષ્ટિમાંથી સમષ્ટિમાં આરોપિત કરવાથી સર્વાત્મભાવ થાય છે. તેવી જ રીતે કહ્યું છે, કે:—

यदे वेह तद मुत्र यद मुत्र तदन्विह ।

मृत्योः मृत्युमाप्नोति य इह नानेव पश्यति ॥ ૫૦ ૧૦: ૧-૧૦

'હું બ્રહ્મથી ભિન્ન છું તેમ જ તે મારાથી ભિન્ન છે એમ જે જુએ છે, તે ફરી ફરી જન્મમરણને પામે છે; માટે નિરંતર સર્વાત્મભાવથી સર્વ ઠેકાણે હું પરિપૂર્ણ છું એમ માનવું.'

સાધક—જો આમ છે, તો પછી શાસ્ત્રોમાં ઉપાસનાનું પ્રતિપાદન કેમ કર્યું છે?

સંત—આ જગતના ઘણા મોટા ભાગના જીવોને જગત સત્ય છે એવો ખોટો ભ્રમ લાગુ પડેલો છે; તેને કાઢવા માટે પ્રથમ કર્મ, પછી ઉપાસના અને પછી જ્ઞાન એવા પ્રકાર બતાવેલા છે. કોઈ એક રોગીનો રોગ કાઢવા માટે પ્રથમ જુલાબ આપવામાં આવે છે, પછી તેને કાષ્ટિક દવા અને પછી રસાયણ ઇત્યાદિ આપવામાં આવે છે. તેવી રીતે જ એક માણસ ઉપાસના વગેરે કાંઈ જ ન કરતો હોય અને નોકરી કે ધંધામાં જ રચ્યો-પચ્યો રહેતો હોય, તો તેમાંથી તેને છોડાવવાને પ્રથમ નિત્ય-નૈમિત્તિક કર્મ, મૂર્તિ આદિની સકામ ઉપાસના કરવાનું શાસ્ત્રોમાં જણાવ્યું છે; અને પછી નિષ્કામ ઉપાસનાના માર્ગે ધીમે ધીમે મનુષ્ય ચડી શકે છે. એમ ઉત્તરોત્તર જ્ઞાન વડે છેવટે બ્રહ્મની પ્રાપ્તિ કરાવવા માટે જ શાસ્ત્રોમાં એ પ્રમાણે કહેવામાં આવ્યું છે.

સાધક—ઉપર આપ કહી ગયા, કે આત્મતત્ત્વનો વિચાર એ ઉત્તમ સાધન છે; તો પછી તેને મૂકીને કર્મોપાસના આદિમાં

પ્રવૃત્તિ શા માટે કરાવી હશે?

સંત—ભાઈ! આ જગતના ઘણા જીવો વિચારરૂપી નેત્રથી અંધ છે. કાર્ય કરતાં પહેલાં તેના પરિણામનો વિચાર કરવા જેટલી પણ અગમચેતી સૂઝતી નથી; તેથી જ કર્મોપાસના વગેરે પ્રવૃત્તિમાં લગાડીને સારાસારનો વિચાર કરવાનો માર્ગ બતાવેલ છે.

સાધક—તો પછી આપ કહો છો તેવી ઉપાસનાનો અવધિ ક્યારે આવે? ક્યાં સુધી ઉપાસના કર્યા કરવી એનો કાંઈ નિર્ણય હશે કે નહિ? જીવનભર ઉપાસના કર્યા કરવા છતાં જો સર્વાત્મબુદ્ધિ ન થાય, તો જ્ઞાન વિના બધી મહેનત માથે પડે એવું આપનું કહેવું થાય છે; માટે ઉપાસના કરવાની અવધિ શું? અને ક્યાં સુધી?

સંત—ઉપાસક જીવ અને ઉપાસ્ય દેવ એવી દ્વૈતબુદ્ધિ ન રહેવી જોઈએ; કારણ કે 'द्वितीयाद्वै भयं भवति' એટલે કે ઉપાસક અને ઉપાસ્ય જુદાં જણાય ત્યાં સુધી સર્વાત્મભાવ થયો નથી એમ જાણવું. જેમ અનેક નદીઓ જુદી જુદી વહન થાય છે ત્યારે પ્રથક્ પ્રથક્ દેખાય છે; પરંતુ તે બધી સમુદ્રમાં મળતાં દરેકનું પ્રથક્પણું લય થઈને એક સમુદ્ર જ દેખાય છે, તેમ ઉપાસક અને ઉપાસ્યનો ભેદભાવ દૂર થઈને પોતે ઉપાસક અને જેની ઉપાસના કરે છે તે એ બન્નેની એકતા કરીને જાણવું જોઈએ, કે જેની હું ઉપાસના કરું છું તે મારાથી જુદું નથી—હું પોતે જ તે છું; આવી સ્થિતિ ન થાય ત્યાં સુધી ઉપાસના કર્યા કરવાની જરૂર શાસ્ત્રોએ સ્વીકારી છે; અને તે અવશ્ય કરવી જ જોઇએ.

સાધક—આપ કહો છો, કે ઉપાસક અને ઉપાસ્ય જુદી વસ્તુ નથી. ઉપાસકે ઉપાસ્યરૂપ થઈ જવું જોઇએ. અને પછી

ઉપાસના કરવી રહેતી નથી. ઉપાસક અને ઉપાસ્ય એક જ હોય, તો કોણ કોની ઉપાસના કરે? અર્જુનને પણ શ્રીકૃષ્ણ ભગવાને કહેલ છે, કેઃ—

सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।
अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥ ગીતાઃ ૧૮–૬૬

'સર્વ ધર્મો ત્યજીને મારે શરણે આવ, તેથી હું તને સર્વ પાપોથી મુક્ત કરીશ'. ફક્ત શ્રીકૃષ્ણનું શરણ ગ્રહણ કરવાથી જ મુક્તિ મળે છે એમ કહ્યું છે; છતાં તમે તો કહો છો, કે તે રૂપ થઈ જવું—એમ શી રીતે બની શકે?

સંત—શરણનો અર્થ તું બરાબર સમજ્યો હોય તેમ લાગતું નથી. શરણ એટલે કાંઈ શ્રીકૃષ્ણના પગમાં માથું મૂકીને પડ્યા રહેવું તે નથી; કારણ કે જો તેમ હોત, તો અર્જુન સદૈવ શ્રીકૃષ્ણની સાથે જ રહેતા હતા, એટલે તે કાંઈ તેનાથી દૂર તો નહોતા. પણ ઉપરના શ્લોક પહેલાંના બાસઠમાં શ્લોકમાં કહેલ છે, કેઃ—

तमेव शरणं गच्छ सर्वभावेन भारत ।
तत्प्रसादात्परां शान्ति स्थानं प्रास्यसि शाश्वतम् ॥

તું કહે છે તે રીતે શરણનો અર્થ નથી, પણ સર્વભાવેન સર્વભાવાત્મક જ્ઞાન વડે શરણે આવ એમ કહેલું છે. એટલે આખું વિશ્વ પરમાત્મ–આત્મસ્વરૂપ છે અને તે સિવાય બીજું કાંઈ જ નથી, એવો શરણનો અર્થ ઘટાવેલો છે. તે જ પ્રમાણે ઉદ્ધવજી પ્રત્યે શ્રીકૃષ્ણે કહ્યું છે, કેઃ—

मामेकमेव शरणमात्मानं सर्वदेहिनाम् ।
याहि सर्वात्मभावेन मया स्या ह्यकुतोभयः ॥ ભા૦ ૧૧: ૧૨–૧૫

સર્વ પ્રાણીઓમાં હું એક જ આત્મરૂપ છું એમ જે જાણે

છે, તેને આખું વિશ્વ પરમાત્મ–સ્વરૂપ છે. આવા ભાવથી શરણે આવનાર મને પ્રાપ્ત થઈને સઘળા ભયથી છૂટો થાય છે, અર્થાત્ આત્મસ્વરૂપને એટલે મોક્ષને પામે છે.'

સાધક—ત્યારે જો આખું વિશ્વ પરમાત્મસ્વરૂપ હોય, તો જગત સત્ય ઠરે છે; છતાં જગતગુરુ શ્રી આદ્ય શંકરાચાર્ય, વસિષ્ઠજી, કપિલદેવજી અને આપ પોતે પણ જગતને મિથ્યા કહેતાં ब्रह्मसत्य जगतमिथ्या કેમ કહો છો ?

સંત—અમે જે જગતને મિથ્યા કહીએ છીએ તે દૃશ્ય જગતને મિથ્યા કહીએ છીએ; પણ એ જગતની અંદર જે પરમતત્ત્વ સર્વ સ્થળે વિલસી રહેલું છે અને જેની સત્તાથી જગત ખોટું છતાં ખરું ભાસે છે, તે પરમતત્ત્વને લઈને જગતને સત્ય કહીએ છીએ; નહિ તો જગતને તારી સત્તાથી શું તું સત્ય કહી શકે તેમ છે ? જે પરમાત્મતત્ત્વથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય થયા કરે છે, એ જ પરમાત્મતત્ત્વ જેવી રીતે ઘડામાં કારણરૂપે માટી વ્યાપી રહેલ છે, કડાં, કુંડળ વગેરેમાં કારણરૂપે સુવર્ણ વ્યાપી રહેલું છે; તેવી જ રીતે કાર્યરૂપ આ પ્રપંચમાં–જગતમાં કારણરૂપે તે તત્ત્વ વ્યાપી રહેલું છે. તે મિથ્યા કાર્યપ્રપંચથી જુદું છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાન એ ત્રણે કાળમાં જે સદૈવ વિદ્યમાન છે, તે સર્વ શ્રેષ્ઠ પરમાત્મતત્ત્વનું શરણ લેવાનું કહ્યું છે.

સાધક—ત્યારે એવા જગતને આપ કેવું કહો છો ? તે સંબંધમાં આપનો પોતાનો શું અભિપ્રાય છે ?

સંત—આ બાબતમાં મારો અભિપ્રાય ખુલ્લો જ છે. અનેક વખત તને કહી ચૂકેલો છું છતાં ફરીથી કહું છું, કે અંધારામાં પડેલ રજ્જુને સર્પની ભ્રાંતિથી સર્પ કહેવામાં આવે છે, પરંતુ પ્રકાશ આવતાં સર્પ નહિ પણ રજ્જુ જ સત્ય

ઠરે છે; એટલે આદિમાં જે રજ્જુ હતી તે જ અંતમાં રજ્જુ સત્ય થાય છે અને મધ્યમાં જે સર્પની ભ્રાંતિ હતી તે ખોટી ઠરે છે. તે રીતે આ જગત આદ્યમાં પરમાત્મતત્ત્વ હતું અને અંતમાં પણ પરમાત્મતત્ત્વ રહેવાનું છે; અને અહીં મધ્ય કાળમાં જે ભ્રાંતિરૂપે જગત દેખાય છે, તે ખોટું છે–ભ્રમ છે એવો સ્પષ્ટ અમારો અભિપ્રાય છે.

સાધક—આપના કહેવા પ્રમાણે જો પરમાત્મતત્ત્વ સિવાય બીજું કાંઈ ન જ હોય, તો પછી બીજા કોઈ સાધનની પણ શી જરૂર? કારણ કે પછી તો સર્વ ઠેકાણે આત્મતત્ત્વ જ રહ્યું; એટલે ઉપાસના, વ્રત, તપ, જપ વગેરે કરવાની શી જરૂર? પછી એ નકામી માથાકૂટ કરવાની આવશ્યક્તા ક્યાં રહે છે?

સંત—ખરી રીતે તો તેમ જ છે.

સાધક—તો પછી ગુરુભાવ અને શિષ્યભાવ પણ રહે નહિ; અને સંસાર પણ ક્યાં રહ્યો? બધું જ આત્મતત્ત્વ પાસે મિથ્યા જ ઠર્યું ને?

સંત–હા; તે પણ તેમ જ છે.

સાધક—આપ મોઢેથી હાએ હા કહો છો, કે તે માટે ગીતા કે ભાગવતનું કાંઈ પ્રમાણ છે?

સંત—જોઈએ તેટલાં પ્રમાણ મળી રહે તેમ છે.

यथा मनोरथधियो विषयानुभवो मृषा ।
स्वप्नद्रष्टाश्च दाशार्ह तथा संसार आत्मनः ॥ ભા૦ ૧૧: ૨૨–૫૪

આ શ્લોક શ્રીકૃષ્ણ પરમાત્માએ ઉદ્ધવજી પ્રત્યે કહેલ છે. તેમાં જણાવેલું છે, કે માણસના મનોરથો તથા સ્વપ્નના અનુભવો જેમ મિથ્યા છે, તેવી રીતે આત્માને આ જગતનો જે અનુભવ થયેલ છે તે પણ મિથ્યા છે; અને જે છે તે બધું જ બ્રહ્મસ્વરૂપ છે. આપણાં શાસ્ત્રોએ દાંડી પીટીને કહેલું છે, કે

ત્રણ કાળમાં આ જગત સત્ય નથી; આ દેહ મારો નથી, તેમ દેહ હું નથી; અને હું દેહ છું અથવા દેહ મારો છે તેવી જે ભ્રાંતિ જણાય છે તે મિથ્યા ભ્રમ છે. એ ભ્રમ મનમાંથી કાઢી નાખવો અને આત્મતત્ત્વને ઓળખવું એ જ આપણું પરમ કર્તવ્ય છે એમ માનીને રહેવું. વળી કહેલું છેઃ—

देहस्थोऽपि न देहस्थो विद्वान् स्वप्नाद्यथोत्थित ।
अदेहस्थोऽपि देहस्थः कुमतिः स्वप्नदृग्यथा ॥ ભા૦ ૧૧: ૧૧–૮

જેમ સ્વપ્નાવસ્થામાંથી જાગેલો જીવ સ્મરણમાં આવતાં સ્વપ્નમાં અનુભવેલા સુખદુઃખોથી રહિત હોય છે, તેમ જ્ઞાન પ્રાપ્ત થવાથી મુક્તિ પામેલો જીવ ફક્ત સંસ્કારરૂપે જ દેહમાં રહે છે એટલે દેહનાં સુખદુઃખને પોતાને વિષે માનતો નથી; તેમ જ અજ્ઞાની જીવ પણ ખરી રીતે દેહમાં રહેલો નથી, પરંતુ દેહાધ્યાસને લીધે દેહનાં સુખદુઃખાદિ પોતાના વિષે માને છે, તેથી તે દેહમાં રહેલો છે એમ અજ્ઞાનીને લાગે છે. દાખલા તરીકે આ પ્રસંગ લો—એક સરોવર છે, તેના કિનારે મકાન છે, વૃક્ષો પણ છે; અને આકાશમાં સૂર્ય છે. પવનની લહરીઓ આવતાં સરોવરના પાણીમાં હિલોળા ચડે છે એટલે ત્યારે તેના કિનારા ઉપરનાં મકાન, વૃક્ષો અને સૂર્ય પણ પાણીમાં હાલતાં જણાય છે. પરંતુ ખરી રીતે મકાન, વૃક્ષ કે સૂર્ય હાલતાં હોતાં નથી; પણ પાણી જ હાલતું હોય છે છતાં ભ્રાંતિથી તે સઘળાં હાલતાં દેખાય છે અથવા ફૂદડી ફરનારને તેની આસપાસની સઘળી વસ્તુઓ ફરતી જણાય છે. ખરી રીતે તે વસ્તુઓ ફરતી નથી પણ પોતે જ ફરતો હોય છે. છતાં વસ્તુઓ ફરતી હોવાનો ભ્રમ થાય છે; તેવી રીતે જીવને સંસાર અને દેહાદિકનો ભ્રમ થયેલો છે. કર્તા, ભોક્તા, સુખ, દુઃખ વગેરે દેહના ધર્મો બુદ્ધિની કલ્પના છે

અને બુદ્ધિથી જ આત્મામાં આરોપિત થયેલા લાગે છે.

સાધક—ત્યારે એ અજ્ઞાન અથવા ભ્રમ થયો કહેવાય ને? અને તે કોને? આત્માને? અને જ્ઞાન પણ કોને? આત્માને?

સંત—આત્માને જ્ઞાન કે અજ્ઞાન એ બેમાંનું કાંઈ થતું નથી. આત્મા પોતે તો જ્ઞાનસ્વરૂપ છે; પણ જે જ્ઞાન કે અજ્ઞાન થાય છે, તે તો બુદ્ધિને થાય છે.

સાધક—એ બાબતમાં કાંઈ પ્રમાણ ખરું?

સંત—બદ્ધાવસ્થામાં ગુણો અને કર્મોથી અજ્ઞાનના કાર્યરૂપ દેહાદિકનો આત્મામાં અધ્યાસ પડી જવાને લીધે એકપણું મનાય છે, પણ તે જ્ઞાન વડે ટળી શકે છે; કારણ કે આત્મતત્ત્વ બદ્ધાવસ્થામાં ગ્રહણ કરી શકાતું નથી. કે મુક્તાવસ્થામાં છોડી શકાતું નથી. વિચાર કરીને જોવામાં આવે, તો બદ્ધ દશા અગર મુક્ત દશા ક્રિયા વડે સિદ્ધ થઈ શકતી નથી; એ તો વિચાર અને જ્ઞાન વડે જ સિદ્ધ થઈ શકે છે. દેહાદિક અન્ય પદાર્થો આત્મામાં આરોપિત થયેલા પણ લાગે છે તે પોતાના સ્વરૂપથી જુદા હોય છે. તે પદાર્થો પોતે નથી એમ જ્ઞાન વડે જણાય અને દેહાદિક તથા અન્ય પદાર્થોમાંથી જ્ઞાનદૃષ્ટિ વડે મમત્વ મૂકી દેવાય એનું નામ મુક્તાવસ્થા; અને એ સિવાયની બદ્ધાવસ્થા. આમ હોવાથી જ્ઞાન કે અજ્ઞાન વસ્તુતઃ બુદ્ધિગમ્ય છે. એને માટે એક સાદા વ્યાવહારિક દાખલાથી હું તને સમજાવું. બુદ્ધિના અંકુરોનું સ્ફુરણ થતું જાય છે તેમ તેમ જ્ઞાનમાં પણ પરિવર્તન થતું જાય છે. બાળકના જન્મ વખતે તેને બુદ્ધિ હોતી નથી અને જ્ઞાન કે અજ્ઞાન પણ હોતાં નથી—ફક્ત જેને મૂઢ અવસ્થા કહી શકાય તેવી અવસ્થા હોય છે. તે વખતે તે બાળકને સમ-વિષમનું કાંઈ ભાન હોતું નથી, કે તે પોતાનાં માતપિતા, તેમ જ અન્ય સગાંસંબંધી કોઈને

પણ ઓળખતું હોતું નથી. ધીમે ધીમે-વખતના વહેવા સાથે તેની બુદ્ધિના અંકુરો સ્ફુરતા જાય છે તેમ તેમ તે બાળકમાં માબાપને ઓળખવાનું અને અન્ય માણસોને પારખી શકવા વગેરેનું જ્ઞાન થાય છે; ઉત્તરોત્તર બાલ્યાવસ્થા અને યૌવન અવસ્થામાં તે તે અવસ્થાના કાર્યનું જ્ઞાન પણ થતું જાય છે; અને તેથી આગળ ચાલતાં ઉત્તરાવસ્થામાં આત્મતત્ત્વ–પરમાત્માને ઓળખવાનું જ્ઞાન પ્રાપ્ત કરવાની ઇચ્છા થાય છે તેમ જ ત્યાર બાદ શાસ્ત્રો અને સત્સંગ દ્વારા આત્મતત્ત્વની પ્રાપ્તિ કરવા પ્રેરાય છે. આ વખતે પણ તે બુદ્ધિ જ કામ કરે છે; અને છેવટે એ જ બુદ્ધિગમ્ય જ્ઞાન દ્વારા પોતાના વાસ્તવિક સ્વરૂપનાં દર્શન કરી શકે છે. માટે જ્ઞાન કે અજ્ઞાન બુદ્ધિના વિકાસનું પરિણામ છે. બુદ્ધિનો વિકાસ હોય નહિ અથવા ઓછો હોય, તે અજ્ઞાન છે; અને બુદ્ધિનો વિકાસ વધારે હોય, તે જ્ઞાન છે.

સાધક—મહારાજ! આપ કહો છો, તે બરાબર હશે; પરંતુ બુદ્ધિ તો ક્ષણિક છે; કારણ કે બુદ્ધિ ચિત્તવૃત્તિઓને ફેરવી નાખે છે અને નવી વૃત્તિઓને ઉત્પન્ન કરે છે એટલે એનો નિર્ણય કરવાનું કામ મને તો અઘરું લાગે છે. વળી સદા–સર્વદા એક જ જાતની બુદ્ધિ ટકી રહે, તો જ આત્મતત્ત્વ માટે ઉપયોગી જ્ઞાન મળી શકે; પરંતુ બુદ્ધિની વૃત્તિઓ ઉપર કાબૂ રહી શકે તેમ મને લાગતું નથી; માટે તેના ઉપર કાબૂ મેળવવા માટે સમાધિ કે બીજી કોઈ યોગની પ્રક્રિયાઓ કરવાનું મને જરૂરી લાગે છે.

સંત—બુદ્ધિની વૃત્તિઓ જ્યાં-જે વિષયો તરફ દોડે છે ત્યાંથી પાછી વાળવા માટે સમાધિ કે યોગની પ્રક્રિયાઓ કરવાની જરૂરિયાત હોવાનું તું માને છે, પણ ખરી રીતે તેમ નથી; કારણ કે સમાધિ કે યોગની પ્રક્રિયાઓ કરવા છતાં

જો નિશ્ચયાત્મક બુદ્ધિ ન થાય, તો તેના ઉપર કાબૂ મેળવી શકાતો નથી. વળી બુદ્ધિની વૃત્તિઓ જ્યાં–જે વિષયો કે વસ્તુઓ તરફ દોડે, ત્યાં ત્યાંથી પાછી વાળી પરબ્રહ્મ તરફ લગાડવી અને દરેક વિષયો કે વસ્તુઓ આત્મપ્રાપ્તિ માટે અંતરાયરૂપ છે એમ જાણીને વિષયો અને વસ્તુઓમાંથી વૃત્તિઓને હઠાવવી, જોઈએ; કારણ કે જેમ બુદ્ધિની વૃત્તિઓ ક્ષણે ક્ષણે નાશ પામી નવી નવી ઉત્પન્ન થાય છે અને સ્થિર હોતી નથી, તેમ વિષયો કે વસ્તુઓ ક્ષણે ક્ષણે બદલાતાં જાય છે તેથી તે પણ સ્થિર નથી. માટે જે વસ્તુ સચરાચર જગતમાં સદૈવ સ્થિર–અચળ અને સર્વ સ્થળે વિદ્યમાન છે, એ આત્મતત્ત્વમાં એવી વૃત્તિ-ઓનો લય કરવાથી જ આત્મતત્ત્વ–પરમતત્ત્વની પ્રાપ્તિ થાય છે. પછી તમે તેને જે નામ કહો તે કહી શકાય તેમ છે. તેને પરબ્રહ્મ કહો, ચૈતન્યસ્વરૂપ કે ચિત્તશક્તિ કહો, ચૈતન્ય કહો, આત્મા કહો, પરમાત્મા કહો કે મોક્ષ કહો–જે કહો તે કહી શકાય; અને તેનું નામ જ **સ્વરૂપ દર્શન** !

હું આશા રાખું છું, કે તને જે સમજાવવામાં આવ્યું છે, તેનું મનન કરીને અને જે સમજ્યો હોય તે બીજાઓને સમજા-વવાનો પ્રયત્ન કરીને પણ સ્વરૂપ દર્શન કરવાના સન્માર્ગે વિચરીશ. તારી મુમુક્ષુવૃત્તિ જોઈ હું ખુશી થયો છું. હવે હું અન્ય સ્થળે આ શરીરનું પ્રારબ્ધ લઈ જશે ત્યાં જાઉં છું.

*

મુક્તસ્થિતિ અનુભવતો, હૃદયથી ઉપકાર માનતો અને કૃતાર્થ થયેલો સેવક મહારાજશ્રીને દંડવત કરી ઊભો રહ્યો; અને ગુરુશ્રી ત્યાંથી અન્ય સ્થળે પ્રયાણ કરી ગયા.



'સરતુ' સાહિત્ય' એટલે 'ઊંચામાં ઊંચું સાહિત્ય'

# ગ્રંથોનું સૂચિપત્ર

## સ્વામીજીના સમયમાં છપાયલાં પુસ્તકો

| ઉત્તમ ધાર્મિક ગ્રંથો— | પૃષ્ઠ | મૂલ્ય |
|---|---|---|
| **સંપૂર્ણ મહાભારત**–ભાષાંતર–દળદાર સાત ગ્રંથોમાં... | ૫૨૦૮ | ૪૫–૦ |
| **ગિરધરકૃત રામાયણ**–કવિ ગિરધરદાસની હસ્તપ્રત ઉપરથી | ૭૬૨ | ૪–૮ |
| **માનસ રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ હિંદી લિપિમાં અને અર્થ ગુજરાતીમાં ૩૦ ચિત્રો સાથે ... ... | ૧૪૦૦ | ૭–૦ |
| **તુલસીકૃત રામાયણ**–બે ભાગમાં, દોહા–ચોપાઈ ગુજરાતી લિપિમાં અર્થ સાથે: ૩૬ ચિત્રો સાથે ... | ૧૪૩૨ | ૭–૮ |
| **વાલ્મીકિ રામાયણ**–ભાષાંતર ૩૭ ચિત્રો સાથે, મોટા અક્ષરો | ૧૫૨૮ | ૬–૮ |
| **ભગવતી (દેવી) ભાગવત**–સરળ ભાષાંતર, મોટા અક્ષરોમાં | ૯૨૮ | ૬–૦ |
| **મહાભારતનું શાંતિપર્વ**–રાજધર્મ, આપદ્ધર્મ અને મોક્ષધર્મ–ચારે વર્ણ, આશ્રમના સામાન્ય ધર્મો; વિશેષ, મુખ્ય તથા ગૌણધર્મો ઇત્યાદિ ... ... | ૮૫૬ | ૭–૮ |
| **વૈદક વિનય**–દરરોજના સ્વાધ્યાય માટે પસંદ કરી ચૂંટેલા ૩૬૦ વેદમંત્રો, ભાષાંતર–વિસ્તૃત સમજૂતી સાથે | ૮૪૦ | ૩–૧૨ |
| **આખ્યાનમાળા**–ગ્રંથ ૧ લો તથા ૨ જો–સ્વ૦ અનંત-પ્રસાદકૃત ઋષિ–મુનિઓ તથા દેવ–દેવી-ઓનાં કુલ ૪૩ આખ્યાનોનો ઉત્તમ સંગ્રહ | ૧૪૨૮ | ૬–૦ |
| **આર્યધર્મનીતિ ને ચાણક્યનીતિસાર**–પસંદ કરી ચૂંટેલા ધર્મનીતિના શ્લોકો, સરળ અર્થ સાથે ... | ૨૦૮ | ૦–૮ |
| **ઉપદેશસારસંગ્રહ**–મહાત્મા તિરુવલ્લુવરના વેદતુલ્ય ઉપદેશો | ૩૮૪ | ૧–૮ |
| **પ્રભુમય જીવનનું રહસ્ય**–મહાપુરુષોના ઉપદેશની વાનગી તથા ભજનો ઇત્યાદિ | ૧૬૮ | ૧–૦ |
| **સુબોધરત્નાકર**–ધર્મનીતિનાં પ્રેરક ૧૦૫ દૃષ્ટાંતો ... ... | ૩૦૦ | ૧–૮ |
| **વિષ્ણુસહસ્રનામ**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો, અર્થ સાથે | ૧૨૮ | ૦–૪ |
| **વિષ્ણુસહસ્ર નામાવલિ દર્શન**–ભગવાન વિષ્ણુનાં હજાર નામો અર્થ તથા વિસ્તૃત વિવરણ સાથે... | ૨૨૦ | ૦–૬ |

**મનુસ્મૃતિ**–સરળ ભાષાંતર, મૂળ શ્લોકો સહિત ... ... ૬૪૦ ૩–૦
**હૃદયતરંગ અને બ્રાહ્મણની ગૌ**–અભયદેવ શર્માકૃત
ઉત્તમ વિચારતરંગો તથા બ્રહ્મગ્વીસૂક્તનું સરળ ભાષાંતર ૩૨૪ ૧–૦

## સંતવાણી તથા ઉપદેશો—

**દાસબોધ**–ભક્તિનિરૂપણ, જન્મદુઃખનિરૂપણ, નવ પ્રકારની ભક્તિ, બ્રહ્મનિરૂપણ, પિંડ અને બ્રહ્માંડ, સારાસાર વિચાર ઇ૦ અનેક પ્રકારના **સમર્થ રામદાસના** ઉપદેશો ૬૪૮ ૨–૮
**તુકારામ ગાથા**–બે ગ્રંથોમાં–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંત તુકારામે લખેલા પ્રભુપ્રેમ, ભક્તિ, જ્ઞાન અને વૈરાગ્યપ્રેરક ૪૧૪૧ મરાઠી અભંગોનું સરળ ભાષાંતર ૧૮૪૦ ૬–૦
**પ્રીતમદાસની વાણી**–ધોળ, છપ્પા, કક્કા, મહિના ઇ.નો સંગ્રહ ૫૬૦ ૨–૮
**ભજનસાગર**–જુદાજુદા ભક્તોનાં ૯૩૧ ઉત્તમ ભજનોનો સંગ્રહ ૬૮૮ ૨–૮
**સ્વામી રામતીર્થના સદુપદેશો**–આત્મકૃપા, બ્રહ્મચર્ય, રાષ્ટ્રીય ધર્મ, આત્મસાક્ષાત્કારનો વિધિ, પ્રારબ્ધ નહિ પણ પુરુષાર્થ, યજ્ઞનું રહસ્ય, આનંદ, જીવતો કોણ છે? વગેરે બાબતો સમજાવતાં—
**વ્યાખ્યાનો ઇત્યાદિ**–(ગ્રંથ ૧ લા રૂપે) ... ... ૫૬૪ ૨–૮
**સદુપદેશો**–(ગ્રંથ ૩ જા રૂપે) ... ... ... ૫૨૦ ૨–૮
**સ્વામી વિવેકાનંદના ઉપદેશો**–ધર્મ એટલે શું? ભક્તિનું ખરું સ્વરૂપ, વેદાંતનું કાર્ય, ભરતખંડનું ભવિષ્ય, આપણું કર્તવ્ય, પુનર્જન્મ, ભક્તિયોગ, મૂર્તિપૂજા, પ્રભુપ્રેરિત વાતો, પત્રો ઇત્યાદિ
**સદુપદેશો**–(ભાગ ૪–૫ રૂપે) આવૃત્તિ ૨ જી ૬૦૦ ૨–૪
**ભક્તિયોગ**–આવૃત્તિ ૨ જી (ભાગ ૮મા રૂપે) ... ૩૮૪ ૧–૮
**પાતંજલયોગ ને જ્ઞાનયોગ** (ભાગ ૧૦–૧૧ રૂપે) ૫૬૦ ૨–૦

## સંતો તથા વીર પુરુષોનાં જીવનચરિત્રો—

**આદર્શ ચરિત્રસંગ્રહ**–ભાગ ૨ જો–બોધક ૭૦ ટૂંકાં ચરિત્રો ૬૨૪ ૨–૮
**ચૈતન્ય મહાપ્રભુ**–ત્રણ ગ્રંથોમાં વિસ્તૃત ચરિત્ર ... ... ૧૫૯૬ ૬–૮
**સંત તુકારામ**–મહારાષ્ટ્રના સુપ્રસિદ્ધ સંતનું ચરિત્ર ... ૬૪૮ ૨–૮
**સ્વામીશ્રી બ્રહ્માનંદજી ને શિવાનંદજીનાં ચરિત્રો** ૪૨૪ ૧–૬

**ભક્તચરિત્ર**–નાભાકૃત ભક્તમાળમાં નહિ આવેલાં
મહાન ૨૯ ભક્તોનાં અદ્દભુત અને પ્રેરણાદાયી ચરિત્રો ૫૨૮ ૨–૯
**ભારતના વીરપુરુષો**–ઐતિહાસિક ૪૦ વીર પુરુષોનાં ચરિત્રો ૩૩૬ ૧–૪
**સ્વામી રામતીર્થ**–વિસ્તૃત ચરિત્ર, વેદાંતના ઉપદેશો સાથે ૬૭૨ ૩–૦
**સ્વામી વિવેકાનંદ**–બાળપણથી સમાધિ પર્યંતના ...
જીવનના બધા પ્રસંગો આલેખતું વિસ્તૃત ચરિત્ર ... ૭૯૪ ૩–૦
**રામકૃષ્ણ પરમહંસ**–પ્રેરણાદાયી અદ્દભુત ચરિત્ર ... ૬૦૮ ૨–૯
**મહાત્મા સરયુદાસજી, ભૂધર ભક્ત ને મહાત્મા જાનકીદાસજીનાં ચરિત્રો** ... ... ૨૫૬ ૦–૧૦
**શ્રી રામચંદ્રદત્ત ને નાગમહાશયનાં ચરિત્રો** ... ૩૩૬ ૧–૦
**જ્ઞાનેશ્વર મહારાજ ને મહાત્મા એકનાથ**: બે ચરિત્રો ૫૦૪ ૨–૯
**મુસ્લિમ મહાત્માઓ**–૯૬ મુસ્લિમ સૂફી સંતોનાં ચરિત્રો ૭૫૬ ૨–૪
**વીર દુર્ગાદાસ** અથવા **મારુ સરદારો**–મારવાડના રાજપૂત
યુગના આ નરકેસરીનું વીરત્વભર્યું વૃત્તાંત... ૩૦૪ ૧–૦

ખાસ સ્ત્રીઉપયોગી ગ્રંથો—

**ભારતની દેવીઓ**–ત્રણ ગ્રંથો: પ્રાચીન તથા અર્વાચીન
૫૨૮ સતીઓનાં ચરિત્રો: સૌથી મોટો ને સસ્તો સંગ્રહ ૨૨૬૮ ૯–૦
**દયાળુ માતા અને સદ્દગુણી પુત્રી**–સ્ત્રીઉપયોગી ટૂંકી
ચાર વાતો–બાલિકાઓ માટે ખાસ ઉપયોગી ૧૬૦ ૦–૯
**ટૂંકી વાતો–ગ્રંથ ૧ લો**–સામાજિક નિર્દોષ ૬૬ વાતો ૫૮૮ ૨–૯
" " **૨ જો**–કુટુંબ માટે ઉપયોગી ૫૭ વાતો ૫૭૬ ૨–૯
**ટૂંકી વાતો–ગ્રંથ ૫ મો**–સ્ત્રીપુરુષને ઉપયોગી ૫૬ વાતો ૪૦૮ ૨–૯
" " **૬ ઠ્ઠો**–સર્વ માટે ઉપકારક ૮૬ વાતો ૭૨૦ ૨–૯
**સ્વર્ગનું વિમાન**–ભક્તિમાર્ગના ટૂંકા ૩૨૫ રમૂજી દાખલા ૩૭૨ ૨–૦
**સ્વર્ગની કૂંચી**–સદ્દવર્તન રાખતાં શીખવનારું પુસ્તક ... ૩૭૨ ૨–૦
**સ્વર્ગનો ખજાનો**–ભક્તિમાર્ગની સરળ ત્રીજી ચોપડી ... ૩૧૨ ૨–૦
**સ્વર્ગનો પ્રકાશ**–જ્ઞાન અને પરમાર્થનો સંબંધ તથા ...
પાગલ હરનાથની જાણવાલાયક વાતો ... ૩૩૬ ૨–૦
**સ્વર્ગનો આનંદ**–ભક્તિના અનેક પ્રકારો ઇત્યાદિ ... ૩૬૦ ૨–૦
**સ્વર્ગની સડક**–સ્વર્ગપ્રાપ્તિ માટેનો રસ્તો બતાવનાર ૪૬૮ ૨–૦
**સંસારમાં સ્વર્ગ**–સંસારને સ્વર્ગરૂપ બનાવનારું પુસ્તક ૩૪૮ ૨–૦
**સ્વર્ગની સીડી**–મોક્ષમાર્ગના ૧૨ પગથિયાંની સમજ... ૩૬૦ ૨–૦

**સાચું સ્વર્ગ**–ભક્તિ ને જ્ઞાનવિષયક સાદી વાતો ... ૪૯૨ ૨–૦
**સ્વર્ગની જિંદગી**–કંગાળ મનોદશાને માટે ભોમિયારૂપે ૩૦૦ ૨–૦

ભગવદ્ ગીતાઓ—

**શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્‌ગીતા**–ભગવાન જ્ઞાનેશ્વરે લખેલી અનેક દાખલા–દૃષ્ટાંતથી ગીતા સમજાવતી 'ભાવાર્થ દીપિકા'ની ટીકાના સરળ અર્થ સાથે ... ૮૮૮ ૪–૦
**શ્રી ભગવદ્‌ગીતા**–એક બાજુ શ્લોક ને બીજી બાજુ ભાષાંતર, બોર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... ... ... ... ૪૮૦ ૦–૮
**શ્રીમદ્ ભગવદ્‌ગીતા**–માત્ર ગુજરાતી ભાષાંતર આવૃત્તિ ૨૦ મી, બોર્ડપટ્ટીનાં પૂંઠાં ... ... ૨૮૮ ૦–૪

યોગ ને વેદાંત—

**જ્ઞાનયોગ**–આત્મા, વ્યાવહારિક વેદાંત, કલ્યાણનો પંથ, યાજ્ઞવલ્કય અને મૈત્રેયી–વગેરે ઉપર વિવેકાનંદે આપેલાં વ્યાખ્યાનો ૨૩૬ ૦–૧૨
**રાજયોગ**–(સ્વામી વિવેકાનંદકૃત) સાધન, પ્રાણ, પ્રાણનું આધ્યાત્મિક રૂપ, પ્રાણનો સંયમ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન, સમાધિ ઇત્યાદિ ૧૩૬ ૦–૧૨
**પાતંજલ યોગસૂત્ર**–ભગવાન પતંજલિનાં યોગ સૂત્રો, અર્થ તથા સ્વામી વિવેકાનંદજીના વિવેચન સાથે ... ૧૯૨ ૧–૦

ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**આગળ ધસો**–ચેતનાપ્રેરક મહાન ગ્રંથ : (આવૃત્તિ ૩જી) ૪૬૮ ૨–૮
**આદર્શ દૃષ્ટાંતમાળા**–ભાગ ૧-૨–મહાપુરુષોના જીવનપ્રસંગો પરથી બોધક અને અનુકરણીય ૮૧૯ દૃષ્ટાંતોનો સંગ્રહ ૬૨૮ ૪–૦
**ભાગ્યના સ્રષ્ટાઓ**–માણસ પોતાનું ભાગ્ય પોતાના હાથે જ કેવી રીતે રચી શકે છે, તે બતાવતું દૃષ્ટાંતો સાથેનું ઉત્સાહપ્રેરક પુસ્તક ... ... ... ... ૫૬૪ ૨–૬
**શુભસંગ્રહ**–(ભાગ ૧, ૨ ને ૬) જુદા જુદા ત્રણ ગ્રંથોમાં ઘરગથ્થુ દવાઓ તથા ઉપયોગી માહિતીના ૪૦૧ લેખોનો ઉપયોગી સંગ્રહ... ... ૧૪૭૨ ૫–૪
**કતલખાનું**–શ્રમજીવીઓનાં અનેકવિધ દુઃખોનો તાદૃશ્ય ચિતાર રજૂ કરતી નવલકથા (અપ્ટન સિંકલેરકૃત) ૬૬૬ ૩–૦
**સુબોધ કથાસાગર**–બોધદાયક ૫૦૫ દૃષ્ટાંતોનો સંગ્રહ ૪૬૪ ૨–૦
**સુબોધ પુષ્પવાટિકા**–શેખસાદીકૃત નીતિવિષયક, મધુર અને

હૃદયગ્રાહી શૈલીમાં લખાયલું પુસ્તક: રાજાની અને ત્યાગીની રહેણીકરણી, મૌનનો મહિમા, શિક્ષણનું ફળ ઇત્યાદિ ૧૩૬ ૦–૫

**સુખી જીવનનાં સાધન**–વ્યાવહારિક સુખ મેળવી આનંદી જીવન ગાળવા ઉત્સાહ પ્રેરતું પુસ્તક... ૩૧૨ ૧–૮

## વૈદક તથા વિજ્ઞાનના ગ્રંથો—

**આરોગ્ય વિષે સામાન્ય જ્ઞાન**–મ૦ ગાંધીજીકૃત : શરીરરચના, હવા, પાણી, ખોરાક, કસરત, કપડાં, પાણીના તથા માટીના ઉપચાર, અકસ્માત, ગર્ભવેળા સ્ત્રી–પુરુષનું કર્તવ્ય વગેરે ૧૨૮ ૦–૮

**વૈદક સંબંધી વિચારો**–બે ગ્રંથમાં, આરોગ્ય અને વૈદકને લગતા ઉપયોગી ૨૯૧ લેખોનો સંગ્રહ ૧૧૧૬ ૩–૧૨

**આર્યભિષક્ અથવા હિંદુસ્તાનનો વૈદ્યરાજ**–૧૦ મી આવૃત્તિ: અનેક વનસ્પતિઓના ગુણ–દોષ, ઉપયોગ તેમ જ રોગો, તેનાં લક્ષણ ને કારણ તથા ઉપચારોનો મહાન ગ્રંથ ૮૩૨ ૬–૦

**આયુર્વેદ નિબંધમાળા**–બે ગ્રંથમાં, વૈદ્ય તિલકચંદ તારાચંદકૃત: આયુર્વેદ પ્રમાણે અનેક રોગ, તેનાં લક્ષણ, કારણ, ઉપાયો તેમ જ અનુભૂત ઉપચારો બતાવતો ઉત્તમ ગ્રંથ ૧૧૫૨ ૪–૪

## બાળકો માટેનાં પુસ્તકો—

**બાળકોની વાતો**–ભાગ ૧ લો: બોધપ્રદ ૨૧ વાતો ... ૮૪ ૦–૬

,, ,, ભાગ ૨ જો: બોધપ્રદ ૬૧ લેખોનો સંગ્રહ ૨૬૪ ૦–૮

**સદ્‌ગુણી બાળકો**–૬૯ ખરા બનાવોનો સંગ્રહ... ... ૧૩૬ ૦–૮

# ટ્રસ્ટીઓએ બહાર પાડેલાં પુસ્તકો

## ધાર્મિક ગ્રંથો—

**પરિચિત પદસંગ્રહ**–જૂના ભક્તો અને સંતોએ રચેલાં ભજનો (છપાય છે.)

**મહાવાક્ય રત્નાવલિ**–સરળ અર્થ સાથે ... ... ... ૧૪૪ ૦–૧૨

**એકાદશ ઉપનિષદો**–મૂળ શ્લોકો તથા સરળ અનુવાદ ૪૩૨ ૨–૮

**બૃહદારણ્યક અને બીજાં ૧૦૦ ઉપનિષદો**–મૂળ શ્લોકો તથા સરળ અનુવાદ: (છપાય છે.)

**દત્ત–પરશુરામ અથવા આત્મદર્શનયોગ**–ભગવાન દત્તાત્રેય પ્રણીત ત્રિપુરારહસ્ય જ્ઞાનખંડ, વિસ્તૃત સમજણ અને વિવરણ સાથે ૩૪૪ ૨–૦

**તું કોણ ? અથવા ઉકાભક્તનું આત્મદર્શન**– ... ...
લેખક : સ્વામી માધવતીર્થજી (નૂજ પ્રતો છે.) ૩૮૪ ૨–૦

**પરમાનંદની પ્રાપ્તિ**–લે૦ ધીરજલાલ સાંકળિયા: શુદ્ધાદ્વૈત
મતથી બ્રહ્મનું નિરૂપણ કરતું પુસ્તક, રસિક વાતચીતરૂપે ૨૬૪ ૧–૮

**વિદુરનીતિ**–શ્લોકો તથા સરળ ભાષાંતર ... ... ... ૧૬૮ ૦-૧૨

**મોક્ષમાળા**–શ્રીમદ્ રાજચંદ્રકૃત જૈનતત્ત્વજ્ઞાનનું ઉત્તમ પુસ્તક
મહાત્મા ગાંધીજીના પરિચય સાથે... ... ૧૮૦ ૧–૪

**પરમસુખી થવાના ઉપાય**–શ્રીમન્નથુરામશર્માનાં ધાર્મિક
વ્યાખ્યાનોનો ઉપયોગી સંગ્રહ ૩૩૬ ૨–૦

**વિવેકાનંદસાર**–વિવેકાનંદના સમગ્ર ઉપદેશોના સારરૂપે
વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ૨૬૪ ૨–૦

**રામકૃષ્ણકથામૃત**–ઉપદેશો, બોધક વાતચીતના પ્રસંગો ઇ૦ ૮૦૦ ૫–૦

**શ્રીમદ્ ભાગવત**–બે ગ્રંથમાં ભાષાંતર–આવૃત્તિ ૧૧મી,૨૭ ચિત્રો ૧૨૪૦ ૮–૦

**એકાદશ સ્કંધ**–મૂળ સહિત સરળ ભાષાંતર ... ... ૪૮૦ ૧–૪

**દીવાને સાગર**–પ્રભુપ્રાપ્તિ અને જીવનસાફલ્યનો ઉલ્લાસ
આપતી શ્રી 'સાગર'ની ગઝલોનો સંગ્રહ ... ૪૮૦ ૪–૮

**અખાની વાણી**–અઘરા શબ્દોના અર્થ સાથેની ત્રીજી આવૃત્તિ ૫૦૪ ૩–૦

**જીવન પગલે**–( કાવ્યો )–જીવનપથ ઉજાળવાની પ્રેરણા
આપતો કાવ્યસંગ્રહ ... ૧૧૨ ૦–૧૦

**મીરાં અને નરસિંહ**–(સંપાદક : ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ
દિવેટિયા) પસંદ કરેલાં ૧૯૩ ભજનો તથા પદો ૧૦૪ ૦–૧૨

**तुकाम्हणे:**–સંત તુકારામના પસંદ કરેલા અભંગોનો સંગ્રહ
મરાઠીમાં... ૧૨૦ ૦–૫

જીવનચરિત્રો—

**નાનક**–ટૂંકું ચરિત્ર : નવી આવૃત્તિ છપાય છે.

**મહર્ષિ દયાનંદ**–મહાન જ્યોતિર્ધરનું ચરિત્ર : નવી આવૃત્તિ છપાય છે.

**મહાવીર**–ભગવાન મહાવીરનું ટૂંકું ચરિત્ર : નવી આવૃત્તિ છપાય છે.

**રમણ મહર્ષિ**–(લે. સ્વામી માધવતીર્થ) ટૂંકો પરિચય ને બોધ ૧૮૪ ૧–૦

**સાઈબાબા**–શિરડીના પ્રખ્યાત સંતનું ચરિત્ર ... ... ૪૩૬ ૩–૦

**સ્વામી સહજાનંદ**–ચરિત્ર ને ઉપદેશો ... ... ... ૩૨૮ ૧–૮

## સ્ત્રીઉપયોગી સાહિત્ય—

**સ્ત્રીઓના વિવિધ પ્રશ્નો**–સ્ત્રીઓની કેળવણી, લગ્ન, વારસા-હક્ક, ગામડાંની સ્ત્રીઓના પ્રશ્ન, કાર્યક્ષેત્ર, શારીરિક સંપત્તિ, ગૃહઉદ્યોગ તથા સ્ત્રીઓની ફરજ ઇ૦ અનેક વિષયો ૨૬૪ ૧–૮

**કલ્યાણમયી**–વાર્તાના સ્વરૂપમાં સ્ત્રીઉત્કર્ષની ભાવનાને રજૂ કરતો ગ્રંથ: સ્ત્રીઓના રોગો અને તેના ઉપાયો સાથે : આવૃત્તિ ૨ જી ... ... ૨૨૪ ૧–૦

## ભગવદ્ ગીતાઓ—

**શ્રીમદ્ ભગવદ્ગીતા**–ગુજરાતી સરલાર્થ સહિત, મોટા અક્ષર ... ... ... ... ૨૪૮ ૦–૧૨

**ભગવદ્ગીતા**–શ્લોકો, ગુ૦ પદચ્છેદ તથા શબ્દાર્થ સાથે છપાય છે.

**ભગવદ્ગીતા**–શ્લોકો ગુજરાતી લિપિમાં, પદચ્છેદ તથા શબ્દાર્થ સહિત છપાય છે.

**અષ્ટાવક્રગીતા**–શ્લોકો તથા સરળ અર્થ ... ... ... ૭૨ ૦–૮

**અવધૂતગીતા**–મૂળ શ્લોકો તથા સરળ ભાષાંતર ... ૧૫૨ ૧–૦

**શ્રીમદ્ ભગવદ્ગીતા**–ગુજરાતી સરલાર્થ તથા **પંડિત નીલકંઠની** વિસ્તૃત ટીકા સાથે, કદ ૫×૭ાા ૬૭૬ ૧–૧૦

## વેદાંત ને યોગના ગ્રંથો—

**વિવેકચૂડામણિ**–શ્રીમત્ શંકરાચાર્ય વિરચિત મૂળ સહિત ગુજરાતી ભાષાંતર ... ... ... ૧૬૦ ૦–૧૨

**વિચાર સાગર**–વેદાંતનાં દોહન–સારરૂપ તત્ત્વજ્ઞાનનું પુસ્તક ૪૩૨ ૨–૮

**લઘુયોગવાસિષ્ઠ**–મહામૂલા જીવનની હરેક પળ યોગપૂર્ણ વિતાવવા પ્રેરણા આપતું અજોડ પુસ્તક ... ૫૨૮ ૨–૮

**યોગવાસિષ્ઠ મહારામાયણ**–ચાર દળદાર ગ્રંથો, વૈરાગ્ય, મુમુક્ષુ, ઉત્પત્તિ, સ્થિતિ, ઉપશમ ને નિર્વાણ–આ છ પ્રકરણો ૧૯૦૮ ૧૨–૦

**આત્મવિલાસ**–જુદાં જુદાં દૃષ્ટિબિંદુઓથી વેદાંત સમજાવતો ગ્રંથ ૩૪૪ ૨–૦

**જીવન્મુક્તિવિવેક**–તત્ત્વજ્ઞાન, વાસનાક્ષય અને મનોનાશ કરી મુક્તિ માટે માર્ગદર્શન આપતો સ્વામી વિદ્યારણ્યકૃત પ્રાચીન ગ્રંથ ... ... ૨૨૦ ૧–૪

**આત્મરામાયણ**–રામાયણની ટૂંકી કથા સાથે તત્ત્વજ્ઞાન સમજાવતું અધ્યાત્મ વિષેનું સરળ પુસ્તક ૧૪૦ ૦–૧૨

## વૈદક અને વિજ્ઞાન—

**ખોરાકના ગુણદોષ**–લેખક: ડૉ. રસિકલાલ જે. પરીખ
આયુર્વેદ ને એલોપથી જાણનાર દાક્તરને હાથે લખાયલું
વ્યવહારુ માર્ગદર્શક પુસ્તક: નવી આવૃત્તિ છપાય છે.

**ઔષધિ કલ્પલતા**–જડ અને હઠીલા રોગો ઉપર ૪૩
વનૌષધિઓના સેવન વિષે સમજૂતી ... ... ૧૧૨ ૦–૧૨

## બાળોપયોગી—

**બિરબલ અને બીજા**–લે૦ જ્યોતીન્દ્ર હ૦ દવે: બાદશાહ અને
બિરબલની તથા બીજી રમૂજી વાતોનો સંગ્રહ ૨૮૦ ૧–૮

**ભારતીય નીતિકથાઓ**–'મહાભારત'માંની પર ટૂંકી વાતો ૧૯૨ ૦–૮

**સુબોધક નીતિકથા**–સ્વ૦ 'બિરબલ'કૃત ૧૫૨ બોધપ્રદ વાતો ૨૩૨ ૦–૮

## પ્રકીર્ણ સાહિત્ય—

**આત્મનિરીક્ષણ ને સંકલ્પ**–રમણલાલ વ૦ દેસાઈનું વ્યક્તિગત
અને સમાજની નિર્બળતા ઉપર ડોકિયું કરી સ્વસુધારણા
માટે પ્રેરણા આપતું ઉત્તમ પુસ્તક ... ૧૬૮ ૧–૦

**કચ્છની લોકવાર્તા**–(લે૦ ડુંગરશી ધરમશી સંપટ)...
કચ્છદેશની રાજપૂત યુગની ઘટનાઓ આલેખતો ગ્રંથ ૩૫૪ ૨–૦

**સાહિત્યપ્રારંભિકા**–લે૦ હિંમતલાલ ગણેશજી અંજારિયા:
ગુજરાતી સાહિત્યના વિકાસનો ઇતિહાસ:
વિદ્યાર્થીઓ માટે ખાસ ઉપયોગી ... ૧૫૨ ૧–૦

**ગુજરાતની ગઝલો**–(દી. બ. કૃષ્ણલાલ ઝવેરી સંપાદિત)
જુદી જુદી ૮૯ ઉત્તમ ગઝલોનો સંગ્રહ ... ૧૮૦ ૧–૦

## ઉત્સાહ અને ચેતનાપ્રેરક ગ્રંથો—

**અંતરની વ્યથા**–લે૦ 'સોપાન' હૃદયના ઊંડાણમાંથી
ભભૂકતી સાચી પાંચ જ્વાળાઓ જીવનને આબાદ
રીતે દૃઢ-ટેકીલું બનાવી ખરા રાહ પર લાવે છે ૧૯૨ ૧–૪

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, પો. બો. નં. ૫૦, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

"સસ્તું સાહિત્ય" એટલે "ઊંચામાં ઊંચું સાહિત્ય"

# 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી'

## ૧૮ પુસ્તકોની પહેલી યોજના

- આ શ્રેણીના દરેક પુસ્તકની છૂટક કિંમત **દસ આના રહેશે.**
- બધાં પુસ્તકો માટે નામ નોંધાવનારને ૧૮ પુસ્તકો **દસ** રૂપિયામાં મળશે.
- ટપાલથી મંગાવનારે રૂ. ૧–૮–૦ ટપાલખર્ચના મોકલવો.
- પ્રસિદ્ધ થનારાં પુસ્તકોમાં સંજોગવશાત્ સંસ્થા ફેરફાર કરી શકશે.

## નીચેનાં તેર પુસ્તકો તૈયાર છે

**૧. પ્રકાશનાં પગલાં :** (સચિત્ર) લેખક: શ્રી. કરસનદાસ માણેક
★ જગતના ભિન્નભિન્ન ધર્મોની પ્રેરક કથાઓ ૦–૧૦

**૨. રાખની ઢગલી :** (સચિત્ર) લેખક : શ્રી. 'સૌજન્ય'
★ વાર્તાના સ્વરૂપમાં સંસારની સળગતી સમસ્યાઓ ૦–૧૦

**૩. હાસ્યતરંગ :** (સચિત્ર) લેખક : શ્રી. જ્યોતીન્દ્ર હ૦ દવે
★ જીવનમાં દરરોજ દેખાતા પ્રસંગો ઉપરના કટાક્ષ–લેખો ૦–૧૦

**૪. જીવનની કલા :** લેખક : શ્રી. રવિશંકર મહેતા
★ જીવનની સફળતા માટેનું વ્યવહારુ માર્ગદર્શન ૦–૧૦

**૫. જગતમાં જાણવા જેવું :** (સચિત્ર) સંગ્રાહક : શ્રી. છોટાલાલ માનસિંગ કામદાર ★ જગતની અદ્ભુતતા અને ઉપયોગિતાનો સરલ પરિચય ૦–૧૦

**૬. જીવનપરિવર્તન :** (સચિત્ર) લેખક : શ્રી. 'સોપાન'
★ જીવનપલટાની એક કરુણ–મંગલ સળંગ વાર્તા ૦–૧૦

**૭. ઇતિહાસને અજવાળે :** (સચિત્ર) લે૦ ઇન્દ્ર વસાવડા
★ ઇતિહાસની પરાક્રમી વ્યક્તિઓની જીવનરેખા ૦–૧૦

૮. **ગૃહજીવનની કલા :** (સચિત્ર) લે૦ "સમાજશાસ્ત્રી"
★ ઘરમાં સુખ ને સંપથી કેમ રહી શકાય તેનાં સૂચનો ૦-૧૦

૯. **ગામડું બોલે છે :** (સચિત્ર) લે૦ ચુનીલાલ મડિયા
★ હિંદના નમૂનારૂપ એક ગામડાનું જીવનચિત્ર ૦-૧૦

૧૦. **ગૃહજીવનનાં દશ્યો :** (સચિત્ર) લેખિકાઃ શ્રી. કુમુદ શેઠ
★ આપણાં ગૃહકુટુંબનાં સાચાં શબ્દચિત્રો ૦-૧૦

૧૧. **મારો ભારત દેશ :** (સચિત્ર) લે૦ કાન્તિલાલ પરીખ
★ ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય ૦-૧૦

૧૨. **આરોગ્યસાધના :** (સચિત્ર) લે૦ ડુંગરશી ધ૦ સંપટ
★ આરોગ્યના સંરક્ષણ અંગે માર્ગદર્શન ૦-૧૦

૧૩. **ભગવાનનાં છોરુ :** (સચિત્ર) લે૦ પુરાતન બુચ
★ હરિજનોના જીવનપ્રસંગોનો દૂબહૂ ચિતાર ૦-૧૦

**નીચેનાં પાંચ પુસ્તકો હવે પછી પ્રકટ થશે**

પાંચ પુસ્તકો તૈયાર થયે તેનાં નામ અને લેખક વિષે જાહેરાત કરવામાં આવશે. આજની ધારણા પ્રમાણે એ પુસ્તકોમાં નીચેના વિષયોનો સમાવેશ થશે:

૧૪. **રવીન્દ્ર-જીવન :**
★ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના જીવનનો પ્રેરણાત્મક પરિચય

૧૫. **ગુજરાતના સેવકો :**
★ આજના ગુજરાતને ઘડનારા મૂંગા સેવકોની જીવનકથા

૧૬. **માતૃત્વ :**
★ બાળઉછેરને લગતા પ્રશ્નો અને ઉત્તરો

૧૭. **જાગ્રત નારી :**
★ નારીજીવનને પ્રેરણા આપતા લેખો ને જીવનચરિત્રો

૧૮. **સાહસકથાઓ :**
★ લોકકલ્યાણ અર્થે સાહસ કરનારા વીરોની કથાઓ

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે-**અમદાવાદ** અને કાલબાદેવી રોડ-**મુંબઈ-૨**

"**સસ્તું સાહિત્ય**" એટલે "**ઊંચામાં ઊંચું સાહિત્ય**"

# 'આમ સાહિત્યશ્રેણી'

આ ગ્રંથાવલિમાં જ્ઞાન–ચારિત્ર્યવર્ધક અને નિર્દોષ આનંદ મેળવી શકાય તેવું સાહિત્ય જૂજ કિંમતે બહાર પડે છે. હાલ નીચે પ્રમાણે પુસ્તકો પ્રકટ થયાં છે:—

**ગીતાસંકલન**–સંપાદક: શ્રી૦ રમણ મહર્ષિ: મોઢે કરવા જેવા ગીતાના ૪૧ શ્લોકોનું સંકલન, બીજાં બે સંકલનો સાથે 0–3

**ભગવાન બુદ્ધ**-(સચિત્ર) લેખક: પુરાતન બુચ બુદ્ધદેવના કેટલાક જીવન–આદર્શોનું હૃદયંગમ નિરૂપણ ૫૬ 0–૪

**શ્રીમત્ શંકરાચાર્ય**-(સચિત્ર) લેખક: પુરાતન બુચ: જગદ્ગુરુ આદ્ય શંકરાચાર્યનું ટૂંકું જીવન અને કવન ૪૮ 0–3

**કણ્ઠાભરણમ્**–સંગ્રાહક: અમથાલાલ જ. શાહ: મુખપાઠ કરવા યોગ્ય ચૂંટી કાઢેલા પ્રાર્થના–મંત્રો–અર્થ સાથે આવૃત્તિ ૨ જી છપાય છે.

**કાળમુખી** અને **બીજી વાતો**–લેખક: ચુનીલાલ મડિયા આશાસ્પદ લેખકની કાઠિયાવાડી જીવનની વાતો ૬૪ 0–3

**ઘાવણની ધાર** અને **બીજી વાતો**-શ્રી. ચુનીલાલ મડિયાની વધુ વાતો ... ... ... ... ... ... 0–3

**અણોજો ને નવું રેલવે સ્ટેશન**–લેખક ચુનીલાલ વ૦ શાહ ૬૦ 0–૪

**મનને**–એક સંતની મનોનિગ્રહ પ્રેરતી કવિતાઓ ... ... ૪૦ 0–3

**વિચાર સૂર્યોદય**–તત્ત્વજ્ઞાનની બાળપોથી જેવું વેદાંતનું સરળ પુસ્તક 0–3

**મેનાવતી** ને **ગોપીચંદ** તથા **ભર્તૃહરિ** ને **વિક્રમ**–સ્વ૦ 'કલાપી'કૃત 0–3

**જેસલ** અને **તોરલ** તથા **ગોપીચંદ** ને **જાલંધર**– ,, ૫૬ 0–3

**જ્ઞાનનાં ઝરણાં**–સ્વામી માધવતીર્થ: આવૃત્તિ બીજી ... ૬૪ 0–3

**ઉચ્ચ જીવન**–ડૉ. હરિપ્રસાદ દેસાઈ ... ... ... ... ૫૬ 0–3

**ધ્યાન અને જ્ઞાન**–સ્વામી માધવતીર્થ: આવૃત્તિ બીજી છપાય છે.

**સંત કબીર**–ટૂંકું ચરિત્ર (સચિત્ર) ... ... ... ... ૪૮ 0–3

| | | |
|---|---|---|
| **ઉત્તરગીતા**–અર્જુનને ઉત્તરાવસ્થામાં શ્રીકૃષ્ણે આપેલા તત્ત્વ-બોધનો સરળ અનુવાદ મૂળ શ્લોકો સાથે ... | ૬૪ | ૦–૬ |
| **જીવનનો મર્મ**–લેખક : 'સોપાન' ... ... ... ... | ૮૪ | ૦–૬ |
| **નવજવાન**– ,, ,, ... ... ... ... | ૬૪ | ૦–૪ |
| **અહિંસાનું રહસ્ય**–,, ,, ... ... ... ... | ૭૨ | ૦–૪ |
| **એ વૃદ્ધ પુરુષ !**– ,, ,, ... ... ... ... | ૫૬ | ૦–૪ |
| **આશાને અજવાળે**– ,, ... ... ... ... | ૫૬ | ૦–૪ |
| **શ્રી તૈલંગ સ્વામી,** વિશુદ્ધાનંદ તથા પૌહારીબાબાનાં ચરિત્રો | ૮૮ | ૦–૪ |
| **બાળકોના વિવેકાનંદ**–બાળોપયોગી ટૂંકું ચરિત્ર– ... | ૫૬ | ૦–૪ |
| **બાળસદ્બોધ**–વાર્તાઓરૂપે ધાર્મિક શિક્ષણ ... ... | ૧૨૦ | ૦–૪ |
| **જયભારતી**–( કાવ્ય ) શ્રી. 'શયદા'કૃત ભારતની ચડતી–પડતીનું દિગ્દર્શન ... ... ... ... | ૩૬ | ૦–૬ |
| **શ્રીમંતોનો સટ્ટો**–( કાવ્ય ) ઈશ્વર ઘોળકિયા... ... ... | ૬૪ | ૦–૪ |
| **વિભુની વાટે ને રામાયણની રત્નપ્રભા**–ઉપદેશયુક્ત સંવાદ આધુનિક અને રામાયણ યુગની તુલના સાથે | ૧૬૪ | ૦–૪ |
| **સમ્રાટ શ્રેણિક** અને **દેવી નંદા**– ( શ્રી. પ્રભુલાલ દ્વિવેદી તથા ચુનીલાલ મડિયા ) જૈન સંસ્કૃતિની બે નાટિકાઓ | (છપાય છે.) | |
| **ભારતીની આત્મકથા** અને **બીજા લેખો**– શ્રી. કનૈયાલાલ મુનશીના લેખોનો સંગ્રહ | ( ,, ) | |
| **સુવર્ણયુગ**–( જ્યારે અસ્પૃશ્યતા નહોતી ) શ્રી. કનૈયાલાલ મુનશીના લેખોનો સંગ્રહ | ( ,, ) | |

# સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર પાસે, પોસ્ટ બોક્સ નં. ૫૦, **અમદાવાદ** અને
કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ–૨**

છેલ્લાં ૩૫ વર્ષથી શિષ્ટ અને ઉપયોગી સાહિત્ય પૂરું પાડી રહેલી

ભિક્ષુ અખંડાનંદે સ્થાપેલી

# વિવિધ ગ્રંથમાળા

સંવત ૨૦૦૨ ] વાર્ષિક લવાજમ રૂ. ૬-૪-૦ પોસ્ટેજ માફ [ વર્ષ ૩૫ મું



**વરસ દિવસે કદ ૫x૭॥ ઈંચનાં પાન ૨૦૦૦ નું**
**શિષ્ટ ને ઉપયોગી વાચન ૬ થી ૮ પુસ્તકો**
**દ્વારા ઘેર બેઠાં અપાય છે.**

આ માળાનું વર્ષ કારતકથી શરૂ થઈ આસોમાં પૂરું થાય છે. વર્ષની અધવચે ગમે ત્યારે ગ્રાહક થનારને કારતક માસથી ગ્રાહક ગણીને બહાર પડેલાં પુસ્તકો તરતમાં અપાય છે અને બાકીનાં નીકળે તેમ તેમ મોકલી અપાય છે.

વધુ વિગત માટે લખો:-

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, સેશન્સ કોર્ટ પાસે, પો. બો. નં. ૫૦, **અમદાવાદ**
અને કાલબાદેવી રોડ, હાથી બિલ્ડિંગ, ત્રીજે માળે, **મુંબઈ-૨**

ઓગણીસમી અને વીસમી સદીના મહાગુજરાતે **મહર્ષિ દયાનંદ સરસ્વતી, મહાત્મા ગાંધીજી** અને **ભિક્ષુ અખંડાનંદ**—એ ત્રણ મહાપુરુષો આપ્યા છે.



૨૮૦૬૪ / ૧૧૪૨

એ ત્રણે મહાપુરુષોએ જનતાના હિતના મહાન સિદ્ધાંત વિચાર્યા, જાહેર કર્યા ને પોતાના જ જીવન દ્વારા અનેક મુશ્કેલીઓનો સામનો કરીને ક્રિયાના પ્રદેશમાં એ સિદ્ધાંતને સફળ કર્યા.

સંત અને કર્મયોગી એવા **ભિક્ષુ અખંડાનંદે** જનસેવાનો ઉત્તમ પ્રકાર દેખાડ્યો છે.

તેમણે અજ્ઞાનરૂપી અંધારાં દૂર કરવા માટે પુસ્તકો નામના જ્ઞાન વાચનરૂપી સાધન લાખો ગુજરાતીઓને પૂરું પાડ્યું છે.

તેમણે ઋષિમુનિઓની વાણી અને વિદ્વાન લેખકોના વિચારોનો પ્રચાર કરી, જનતાને નવું જીવન આપ્યું છે. તેમણે સાહિત્યના વિશાળ ક્ષેત્રમાંથી ત્રણસો જેટલાં ઉત્તમ પુસ્તકો ચૂંટીને અને તેને શુદ્ધ કરીને, સરળ અને સહેલાઈથી વાંચી શકાય તેવા મોટા અક્ષરોમાં છપાવ્યાં અને તેની લાખો પ્રતો ગરીબમાં ગરીબ માણસને પોસાય એવી સસ્તી કિંમતે ગુજરાતના ઘરેઘરમાં પહોંચાડી છે.

**આ અગ્રગણ્ય સંતપુરુષે 'कथयन्तो मां नित्यम्' એ ગીતાસૂત્ર પ્રમાણે છેક છેવટની ઘડી સુધી ગુજરાતના જીવનમાં અનેક શુભ સંસ્કારો રેડ્યા છે.**

તે શ્રેષ્ઠ કાર્ય તેમની પાછળ ચાલુ રહે તેવી વ્યવસ્થા પણ તેમણે કરી છે.

જ્ઞાનનું દાન એ સૌથી ઊંચું દાન છે, અને એ પ્રદેશમાં પહેલી પંક્તિએ બેસનાર દાતા **ભિક્ષુ અખંડાનંદનું** સ્થાન ગુજરાતના ગૌરવમાં—હિંદના રાષ્ટ્રજીવનમાં અપ્રતિમ રહેશે.

**સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય** | અમદાવાદ ને મુંબઈ-૨